એંગલ્સ

# લુડવિગ ફાયરબાખ અને ક્લાસિકલ જર્મન તત્ત્વજ્ઞાનનો અંત



દુનિયાના કામદારો, એક થાઓ!

# ફ્રેડરિક એંગેલ્સ

# લુડવિગ ફાયરબાખ અને ક્લાસિકલ જર્મન તત્ત્વજ્ઞાનનો અંત

માર્ક્સ લિખિત

'ફાયરબાખ સંબંધી થિસિસો' સહિત



પ્રગતિ પ્રકાશન
મોસ્કો

## અનુક્રમણિકા

# આમુખ

૧૮૫૯માં બર્લિનમાં પ્રકાશિત 'રાજકીય અર્થશાસ્ત્રની મીમાંસામાં ફાળો' નામે કૃતિની પ્રસ્તાવનામાં માર્ક્સે વર્ણન કર્યું છે કે અમે બન્નેએ "જર્મન તત્ત્વજ્ઞાનના વૈચારિક દૃષ્ટિકોણના વિરોધમાં અમારો સહિયારો દૃષ્ટિકોણ"— મુખ્યત્વે માર્ક્સે નિરૂપેલી ઇતિહાસની ભૌતિકવાદી વિભાવના—"ઘડી કાઢવાનું, વાસ્તવમાં અમારી અગાઉની દાર્શનિક મનોવૃત્તિ સાથે હિસાબ પતાવી લેવાનું," ૧૮૪૫ના વર્ષમાં બ્રસેલ્સમાં કેવી રીતે શરૂ કર્યું હતું. "નિરાકરણ હેગેલ પછીના તત્ત્વજ્ઞાનની ટીકાના રૂપમાં સાધવામાં આવ્યું હતું. ઓકટેવો કદના બે મોટા ગ્રંથોને આવરી લેતી હસ્તપ્રત વેસ્ટફાલિયામાં પ્રકાશનના સ્થળે ક્યારની પહોંચી ગઈ હતી, પરંતુ પછી અમને સમાચાર મળ્યા કે સંજોગો પલટાઈ ગયા હોવાથી તેને છાપવાનું શક્ય નહોતું. અમે હસ્તપ્રતને ઉંદરોના કરડકણા દાંતની ટીકા માટે બહુ રાજીખુશીથી પડી રહેવા દીધી કારણ કે અમારો મુખ્ય હેતુ, આત્મ-સ્પષ્ટિકરણનો હેતુ, અમે સાધી લીધો હતો."[1]

ત્યાર પછી ચાળીસ વર્ષોથી વધારે સમય વીતી ગયો છે, અને અમારા બેમાંથી કોઈને ફરી એ વિષયની છણાવટ કરવાનો વખત મળે તે પહેલાં માર્ક્સનું અવસાન થઈ ગયું. હેગેલ જોડેના અમારા સંબંધ વિશે અમે જુદીજુદી જગ્યાઓએ અમારા વિચારો વ્યક્ત કર્યા છે ખરા, પરંતુ સર્વાંગી એકધારા નિરૂપણમાં ક્યાંય નહિ. આખર તો ઘણી બાબતોમાં હેગેલપંથી તત્ત્વજ્ઞાન અને અમારી વિભાવના વચ્ચે મધ્યવર્તી કડી અંકિત કરતા ફાયરબાખની છણાવટ અમે ફરી ક્યારેય ન કરી.

દરમિયાનમાં માર્ક્સવાદી વિશ્વ દૃષ્ટિકોણને જર્મની અને યુરોપની સીમાઓની પાર દૂરના વિસ્તારોમાં અને જગતની બધી સાહિત્યિક ભાષાઓમાં પ્રતિનિધિઓ સાંપડ્યા છે. બીજી તરફ, કલાસિકલ જર્મન તત્ત્વજ્ઞાન વિદેશોમાં, ખાસ કરીને ઇંગ્લૅંડ અને સ્કૅન્ડીનેવિયામાં, એક જાતનો પુનર્જન્મ અનુભવી રહ્યું છે, અને ખુદ જર્મનીમાં પણ યુનિવર્સિટીઓમાં તત્ત્વજ્ઞાનના નામે સર્વસારસંગ્રહવાદનો જે કંગાલ ખીચડો પીરસી દેવામાં આવે છે તેનાથી કંટાળી રહ્યા હોય એમ લાગે છે.

એવા સંજોગોમાં હેગેલપંથી તત્ત્વજ્ઞાન જોડેના અમારા સંબંધનું, અમે કેવી રીતે તેના આધારે શરૂઆત કરેલી તેમ જ તેનાથી અળગા થયેલા તેનું, ટૂંકું અને સંક્ષિપ્ત બયાન મને વધારે ને વધારે જરૂરી બનતું લાગ્યું. વળી, અમારા જીવનમાં ઝંઝાવાત અને તણાવના ગાળામાં[2] ફાયરબાખે જે પ્રભાવ, હેગેલ પછીના બીજા કોઈ પણ તત્ત્વજ્ઞાની કરતાં વધારે જે પ્રભાવ, અમારી ઉપર પાડેલો, તેની પૂરી સ્વીકૃતિ મને વણચૂકવાયેલા ધર્મઋણ જેવી લાગી. એટલે, ફાયરબાખના સંબંધમાં સ્ટાર્કેના પુસ્તકની[3] ટીકાત્મક સમીક્ષાની માગણી *«Neue Zeit»*[4]ના સંપાદકોએ મારી પાસેથી કરી ત્યારે એ તકને મેં ખુશીથી ઝડપી લીધી. મારી રચના એ સામયિકમાં ૧૮૮૬ના ચોથા અને પાંચમા અંકોમાં પ્રગટ થઈ હતી, અને અહીંયાં સુધારેલા રૂપમાં અલગ પ્રકાશન તરીકે બહાર પડે છે.

આ પંક્તિઓ છાપખાનામાં મોકલતાં પહેલાં મેં ૧૮૪૫-૪૬ની જૂની હસ્તપ્રત[5] ફરી ગોતી કાઢીને તપાસી જોઈ છે. ફાયરબાખની છણાવટ કરતો વિભાગ પૂરો નથી કરવામાં આવ્યો. પરિપૂર્ણ હિસ્સામાં ઈતિહાસની ભૌતિકવાદી વિભાવનાનું વિવરણ છે, અને તે માત્ર એટલું જ સાબિત કરે છે કે એ વખતે આર્થિક ઈતિહાસનું અમારું જ્ઞાન હજી કેટલું અધૂરું હતું. ફાયરબાખના સિદ્ધાંતની સીધી ટીકા તેમાં છે જ નહિ, એટલે હાલના હેતુ માટે તેનો ઉપયોગ થઈ શકે એમ નહોતો. બીજી તરફ, મને માર્ક્સની એક જૂની નોટબુકમાં ફાયરબાખ સંબંધી અગિયાર થિસિસો મળી છે. તેમને અહીંયાં પરિશિષ્ટના રૂપમાં પ્રગટ કરવામાં આવી છે.* એ થિસિસો આગળ જતાં વિગતવાર નિરૂપણના આશયે ઉતાવળમાં ટપકાવી લેવામાં આવેલી નોંધો છે, તેમાં પ્રકાશનનો હેતુ બિલકુલ નથી, પરંતુ તેઓ એવા પ્રથમ દસ્તાવેજ તરીકે અમૂલ્ય છે કે જેમાં નવા વિશ્વ દૃષ્ટિકોણનો ઝળકતો અંકુર સમાયેલો છે.

**ફ્રેડરિક એંગેલ્સ**

લંડન, ૨૧ ફેબ્રુઆરી, ૧૮૮૮.

એંગેલ્સ દ્વારા તેમની કૃતિ
*«Ludwig Feuerbach und der Ausgang der klassischen deutschen Philosophie»*ની
અલગ આવૃત્તિ માટે લિખિત. તેનું
પ્રકાશન ૧૮૮૮માં સ્ટુટગાર્ટમાં થયું હતું.

---

*જુઓ ચાલુ આવૃત્તિ, પૃ.૫૯ —સં.

## લુડવિગ ફાયરબાખ
## અને
## ક્લાસિકલ જર્મન તત્ત્વજ્ઞાનનો અંત

### ૧

પ્રસ્તુત ગ્રંથ* આપણને એવા ગાળામાં પાછા લઈ જાય છે કે જે આપણાથી એક પેઢી કરતાં વધારે પાછળ ન હોવા છતાં જર્મનીમાં હાલની પેઢીની નજરમાં તો જાણે એકસો વરસ પુરાણો થઈ ચૂક્યો હોય એટલો બધો અનેરો છે. પરંતુ તે ૧૮૪૮ની ક્રાંતિ માટે જર્મનીની તૈયારીનો ગાળો હતો, અને આપણા દેશમાં ત્યાર પછી જે કંઈ બન્યું છે તે બધું ૧૮૪૮ના કેવળ સાતત્યને જ, ક્રાંતિના આખરી વસિયતનામાના કેવળ અમલને જ, અંકિત કરતું રહ્યું છે.

જેમ ફ્રાંસમાં અઢારમી સદીમાં બનેલું એમ જ જર્મનીમાં ઓગણીસમી સદીમાં દાર્શનિક ક્રાંતિએ રાજકીય પતનની શરૂઆત કરી. પરંતુ બેઉના દેખાવોમાં કેટલો બધો ફરક હતો! ફ્રેંચ લોકોએ સમગ્ર સત્તાવાર વિજ્ઞાનનો, ચર્ચનો, અને ઘણી વાર તો રાજ્યનો ઉઘાડો સામનો કર્યો હતો; તેમનાં લખાણો સરહદની પાર, હોલૅંડમાં કે ઇંગ્લૅંડમાં, છપાતાં હતાં અને તેમને પોતાને માથે બાસ્ટીલમાં[6] કારાવાસનું જોખમ ઘણી વાર આવી પડતું. બીજી તરફ, જર્મનો પ્રોફેસરો હતા, યુવાનોને શિક્ષણ આપવા માટે રાજ્ય તરફથી નીમવામાં આવેલા શિક્ષકો હતા; તેમનાં લખાણો માન્ય પાઠ્યપુસ્તકો હતાં, અને સમગ્ર વિકાસની ઓસરતી પદ્ધતિને, હેગેલપંથી પદ્ધતિને, જાણે રાજ્યની બાદશાહી પ્રશિયન ફિલસૂફીની કક્ષાએ ચડાવી દેવામાં આવી હતી! શું એવી શક્યતા હતી ખરી કે ક્રાંતિ એ પ્રોફેસરોની પાછળ, તેમના અગમ્ય વિદ્યાદંભી લવારાની પાછળ, તેમના ભારેખમ કંટાળાજનક વાક્યોની પાછળ, છુપાયેલી રહી શકે? ચોક્કસ એ લોકો જ, એ વખતે ક્રાંતિના પ્રતિનિધિઓ

* «*Ludwig Feuerbach*», by C. N. Starcke, Ph. D., Stuttgart, Ferd. Encke, 1885. **(એંગેલ્સની નોંધ.)**

ગણાતા માણસો જ, ઉદારમતવાદીઓ જ, મગજને ગૂંચવી નાખનારી એ ફિલસૂફીના કટ્ટરમાં કટ્ટર વિરોધીઓ નહોતા? પરંતુ જે બાબત સરકારને કે ઉદારમતવાદીઓને નહોતી દેખાઈ તેને કંઈ નહિ તો એક માણસે ૧૮૩૩ જેટલી વહેલી પારખી લીધી હતી, અને એ માણસ ખરેખર બીજો કોઈ નહિ પણ હેનરિખ હાઈને હતો.[7]

આપણે એક દાખલો લઈએ. હેગેલના નીચેના મશહૂર વિધાને સંકુચિત માનસની સરકારોમાં જેટલા અહેસાનની અને એવા જ સંકુચિત માનસના ઉદારમતવાદીઓમાં જેટલા કોપની લાગણી પેદા કરી છે તેનાથી વધારે બીજા કોઈ દાર્શનિક વિધાને નથી કરી:

> "જે કંઈ વાસ્તવિક છે તે બધું તર્કસંગત છે, અને જે કંઈ તર્કસંગત છે તે બધું વાસ્તવિક છે."[8]

તેમાં તો હયાત બાબતોને ઉઘાડી રીતે પુનિત બનાવી દેવામાં આવી હતી, જુલમશાહીને, પોલીસ સરકારને, તારક ભવનની અદાલતી કારવાઈઓને, અને સેન્સરશિપને દાર્શનિક આશીર્વાદ આપવામાં આવ્યા હતા. તેમાંથી ફ્રેડરિક-વિલ્હેલ્મ ત્રીજાએ અને તેની રૈયતે એવો જ અર્થ તારવ્યો હતો. પરંતુ હેગેલના વિચારો મુજબ તો જે કંઈ હયાત હોય તે બધું, વધારે કશી વિશિષ્ટતા વગર જ, ભેગાભેગું વાસ્તવિક બેશક નહોતું. હેગેલની દૃષ્ટિમાં વાસ્તવિકતાનું લક્ષણ માત્ર તેને જ હોય છે કે જે સાથે સાથે જરૂરી હોય:

> "વાસ્તવિકતા વિકાસ દરમિયાન જરૂરત તરીકે સાબિત થાય છે."

એટલે તેની દૃષ્ટિમાં કોઈ ખાસ સરકારી પગલું—હેગેલે પોતે "અમુક કર નિયમ"નું ઉદાહરણ ટાંક્યું છે—કશી વિશિષ્ટતા વગર જ વાસ્તવિક કોઈ રીતે નહોતું. પરંતુ જે જરૂરી હોય તે આખરી પૃથક્કરણમાં પોતાને તર્કસંગત પણ સાબિત કરી દે છે, એટલે હેગેલનું વિધાન એ વખતના પ્રશિયન રાજ્યને લાગુ કરવામાં આવે તો તેનો અર્થ ખાલી આટલો જ છે: આ રાજ્ય તર્કસંગત છે, તર્કને અનુરૂપ છે, કેમ કે તે જરૂરી છે: તોપણ તે આપણને અનિષ્ટ લાગતું હોય પરંતુ તેના અનિષ્ટ સ્વરૂપ છતાં હયાતીમાં ચાલુ રહેતું હોય તો સરકારનું અનિષ્ટ સ્વરૂપ સકારણ છે અને તેનો ખુલાસો સાથોસાથ તેની રૈયતના અનિષ્ટ સ્વરૂપમાં સમાયેલો છે. એ જમાનાના પ્રશિયનોને તેમની લાયકાત મુજબની સરકાર મળી હતી.

પરંતુ હેગેલના વિચારો મુજબ વાસ્તવિકતા કોઈ હયાત સામાજિક અથવા રાજકીય હાલતનું બધા સંજોગોમાં અને બધો વખત અગાઉથી ભાખી શકાય એવું લક્ષણ કોઈ રીતે નથી. વાત એથી ઊલટી છે. રોમન પ્રજાસત્તાક વાસ્તવિક હતું, પરંતુ તેનું સ્થાન લઈ લેનારા રોમન સામ્રાજ્યની બાબતમાં પણ એમ જ હતું. ૧૭૮૯માં ફ્રેંચ રાજાશાહી એટલી અવાસ્તવિક બની ગઈ હતી, મતલબ કે તેની પૂરી જરૂરતનો એટલી હદે લોપ થઈ ગયો હતો, તે એટલી તર્કશૂન્ય બની ગઈ હતી, કે તેને મહાન ક્રાંતિ વડે ખતમ કરી નાખવી પડી. હેગેલે એ ક્રાંતિના ઉલ્લેખો હંમેશાં ભારે ઉત્સાહથી કર્યા છે. એટલે, આ કિસ્સામાં રાજાશાહી અવાસ્તવિક હતી અને ક્રાંતિ વાસ્તવિક હતી. એટલે વિકાસ દરમિયાન અગાઉનું વાસ્તવિક બધું અવાસ્તવિક બની જાય છે, તેની જરૂરતનો, હયાતીના અધિકારનો, તર્કસંગતતાનો, લોપ થઈ જાય છે. મરણોન્મુખ વાસ્તવિકતાનું સ્થાન નવી જીવનક્ષમ વાસ્તવિકતા લઈ લે છે—પુરાતનમાં સંઘર્ષ વગર મૃત્યુને સ્વીકારી લેવા જેટલી બુદ્ધિ હોય તો શાંતિમય રીતે, તે એવી આવશ્યકતાનો સામનો કરે તો બળજોરીથી. એ રીતે, હેગેલપંથી વિધાન હેગેલપંથી દ્વંદ્વવાદ મારફત તેનાથી ઊલટી વાતમાં ફેરવાઈ જાય છે: માનવીય ઇતિહાસના ક્ષેત્રમાં જે કંઈ વાસ્તવિક હોય તે બધું સમયની પ્રક્રિયા દરમિયાન તર્કશૂન્ય બની જાય છે, એટલે તેના ખુદ ભાવિની દૃષ્ટિએ તે તર્કશૂન્ય હોય છે, તેને અગાઉથી જ તર્કશૂન્યતાની છાંટ લાગી ગયેલી હોય છે, અને માનવીઓનાં મનમાં જે કંઈ તર્કસંગત હોય તે બધું વાસ્તવિક બની જવા નિર્ધારિત હોય છે, પછી તે હયાત દેખીતી વાસ્તવિકતાનું ભલે ગમે એટલું વિરોધી હોય તોપણ. ચિંતનની હેગેલપંથી રીતના સઘળા નિયમો મુજબ, જે કંઈ વાસ્તવિક હોય તે સર્વની તર્કસંગતતાના વિધાનનું રૂપાંતર બીજા વિધાનમાં થઈ જાય છે: જે કંઈ હયાત હોય તે બધું નષ્ટ થવાને લાયક છે.*

પરંતુ હેગેલપંથી તત્ત્વજ્ઞાનનું (તે કાંટ પછીના આખા આંદોલનનો અંત અંકિત કરતું હોવાથી અમારે અહીંયાં તેના પૂરતું જ સીમિત રહેવું જોઈએ) ખરું મહત્ત્વ અને ક્રાંતિકારી સ્વરૂપ ચોક્કસ એ હકીકતમાં જ સમાયેલું છે કે તેણે માનવીય ચિંતન અને કાર્યની બધી પેદાશોની અંતિમતાને છેવટનો ઘાતક ફટકો લગાવી દીધો. તત્ત્વજ્ઞાનનું કામ જેની અનુભૂતિ સાધવાનું છે એ સત્ય હેગેલના

---

*ગેટેની કૃતિ «*Faust*»માં મેફીસ્ટોફીલીસના શબ્દોનો ભાવાર્થ, ભાગ ૧, દૃશ્ય ૩.—સં.

હાથમાં તૈયાર મતવાદી નિવેદનોના સમુચ્ચય જેવું નહોતું રહ્યું કે જેને એક વાર શોધી કાઢયા પછી ખાલી ગોખીને મોઢે કરી લેવાનું હોય. સત્ય હવે તો ખુદ અનુભૂતિની પ્રક્રિયામાં, વિજ્ઞાનના લાંબા ઐતિહાસિક વિકાસમાં, સમાયેલું છે, અને વિજ્ઞાન હવે જ્ઞાનની નીચલી કક્ષાઓ પરથી નિરંતર વધારે ને વધારે ઊંચી કક્ષાઓ સર કરતું રહે છે, ક્યારેય કહેવાતા નિરપેક્ષ સત્યની શોધ કરી લઈને એવા બિંદુએ નથી પહોંચતું કે જ્યાંથી તે આગળ વધી જ ન શકે અને તેને માટે હાથ જોડીને બેસી રહેવા સિવાય તથા પોતે સાધી લીધેલા નિરપેક્ષ સત્યને હેરતની નજરે તાકી રહેવા સિવાય બીજું કશું કરવાનું બાકી ન રહે. અને જે વાત દાર્શનિક જ્ઞાનના ક્ષેત્રના સંબંધમાં ખરી છે તે જ્ઞાનના બીજા દરેક પ્રકારના ક્ષેત્રના સંબંધમાં તેમ જ અમલી કાર્યના સંબંધમાં પણ ખરી છે. જેવી રીતે જ્ઞાન માનવજાતિના પરિપૂર્ણ આદર્શ સંજોગમાં પૂરા સમાપન સુધી નથી પહોંચી શકતું એવી જ રીતે ઇતિહાસ પણ નથી પહોંચી શકતો; પરિપૂર્ણ સમાજ, પરિપૂર્ણ "રાજ્ય", તો એવી બાબતો છે કે જેનું અસ્તિત્વ માત્ર કલ્પનામાં જ હોઈ શકે. એથી ઊલટું, બધી ઉત્તરોત્તર ઐતિહાસિક પદ્ધતિઓ નીચલી કક્ષાએથી ઊંચી કક્ષાએ માનવ સમાજના વિકાસના અંતહીન ક્રમમાં કેવળ અસ્થાયી કક્ષાઓ જ હોય છે. દરેક કક્ષા જરૂરી હોય છે, અને એટલે તેના ઉદ્ભવના સમય અને સંજોગોના સંબંધમાં સમુચિત હોય છે. પરંતુ તેની કૂખમાં ધીરે ધીરે વિકસતા નવા ઉચ્ચતર સંજોગોની સામે તે પોતાની સાધારતા અને સમુચિતતા ખોઈ બેસે છે. તેને વધારે ઊંચી કક્ષા માટે માર્ગ મોકળો કરી દેવો પડે છે, અને પછી એ ઊંચી કક્ષાને પણ પોતાનો વારો આવતાં સડીને નષ્ટ થઈ જવું પડે છે. જેવી રીતે પરાપૂર્વથી ચાલતી આવેલી બધી સ્થાયી સંસ્થાઓને મૂડીદાર વર્ગ મોટા પાયાના ઉદ્યોગ, હરીફાઈ, અને વિશ્વ બજાર થકી અમલમાં વિઘટિત કરી નાખે છે એવી જ રીતે અંતિમ નિરપેક્ષ સત્યની અને તેની જોડે મેળ ખાતાં માનવજાતિનાં નિરપેક્ષ રાજ્યોની બધી વિભાવનાઓને આ દ્વંદ્વાત્મક તત્ત્વજ્ઞાન વિઘટિત કરી નાખે છે. તેની (દ્વંદ્વાત્મક તત્ત્વજ્ઞાનની) દૃષ્ટિમાં કશું અંતિમ, નિરપેક્ષ, કે પુનિત નથી. તે દરેક વસ્તુના અને દરેક વસ્તુની અંદર અસ્થાયી સ્વરૂપને છતું કરી દે છે. અસ્તિત્વમાં આવવાની અને લય પામવાની, નીચલી કક્ષાએથી ઊંચી કક્ષાએ અંતહીન ગમનની, અવિરત પ્રક્રિયા સિવાય બીજું કશું તેની સામે ટકી શકતું નથી. અને ખુદ દ્વંદ્વાત્મક તત્ત્વજ્ઞાન પણ ચિંતક મગજમાં એ પ્રક્રિયાના કેવળ પ્રતિબિંબથી વધારે કશું જ નથી. તે રૂઢિવાદી પાસું પણ બેશક ધરાવે છે, તે માન્ય કરે છે કે જ્ઞાન અને

સમાજની ચોક્કસ કક્ષાઓ પોતપોતાના સમય અને સંજોગોના સંબંધમાં સમુચિત હોય છે, પરંતુ બસ એટલે સુધી જ. દૃષ્ટિકોણની એ પદ્ધતિનો રૂઢિવાદ સાપેક્ષ હોય છે, તેનું ક્રાંતિકારી સ્વરૂપ નિરપેક્ષ હોય છે—દ્વંદ્વાત્મક તત્ત્વજ્ઞાન એકમાત્ર એ નિરપેક્ષતાને જ સ્વીકારે છે.

અહીંયાં એવા સવાલની છણાવટ જરૂરી નથી કે દૃષ્ટિકોણની એ પદ્ધતિ પ્રકૃતિ વિજ્ઞાનની હાલની સ્થિતિ જોડે પૂરેપૂરી સુસંગત છે કે નહિ. પ્રકૃતિ વિજ્ઞાનની હાલની સ્થિતિ પૃથ્વીના સંબંધમાં શક્ય અંતની અને તેની વસવાટ-યોગ્યતાના સંબંધમાં તો ઠીકઠીક ચોક્કસ અંતની આગાહી કરે છે, અને એટલે સ્વીકારે છે કે માનવજાતિના ઇતિહાસના સંબંધમાંયે કેવળ ઊંચે જતી શાખા જ નહિ પરંતુ નીચે જતી શાખા પણ હોય છે. ગમે તેમ પણ આપણે એવા વળાંકથી હજી સારી પેઠે દૂર છીએ કે જ્યાં સમાજનો ઐતિહાસિક ક્રમ નીચે જવા લાગે, અને હેગેલપંથી તત્ત્વજ્ઞાન પાસેથી આપણે એવા વિષયની છણાવટની અપેક્ષા ન જ રાખી શકીએ કે જેને તેના જમાનામાં પ્રકૃતિ વિજ્ઞાને હજી જરાય પેશ કર્યો જ નહોતો.

પરંતુ અહીંયાં જે કહેવું જ જોઈએ તે આ મુજબ છે: ઉપર વિકસાવવામાં આવેલા વિચારો હેગેલનાં લખાણોમાં એટલી ચોકસાઈથી નિરૂપિત નથી. એ વિચારો તેની પદ્ધતિમાંથી આવશ્યક નિષ્કર્ષને અંકિત કરે છે, પરંતુ એવો નિષ્કર્ષ કે જે તેણે પોતે એટલી સ્પષ્ટ રીતે કદી નહોતો તારવ્યો. અને તેનું ખરેખર સાવ સાદું કારણ હતું કે તેને પદ્ધતિ બનાવવી પડી હતી, અને પરંપરાગત આવશ્યકતાઓ મુજબ દાર્શનિક પદ્ધતિનું સમાપન કોઈ જાતના નિરપેક્ષ સત્યમાં થવું જોઈએ. એટલે, હેગેલે ખાસ કરીને તેના 'તર્કશાસ્ત્ર'માં ભલે ગમે એટલો ભાર મૂકીને જણાવ્યું હોય કે એ સનાતન સત્ય તર્કસંગત અથવા ઐતિહાસિક પ્રક્રિયા સિવાય બીજું કશું નથી, તોપણ તેને એ પ્રક્રિયા અંત સાથે રજૂ કરવી પડે છે કારણ કે એ પદ્ધતિનું સમાપન એક અથવા બીજા બિંદુએ કરવું જ પડે છે. તે 'તર્કશાસ્ત્ર'માં એ અંતને ફરી આરંભ બનાવી શકે છે કારણ કે તેમાં સમાપનનું બિંદુ, નિરપેક્ષ વિચાર—જે નિરપેક્ષ માત્ર એટલા કારણસર છે કે હેગેલ પાસે તેને વિશે કહેવાનું બિલકુલ કંઈ જ નથી—"સ્વત્વ તજી દે છે", એટલે કે પ્રકૃતિમાં રૂપાંતરિત થઈ જાય છે અને ફરી વાર સ્વત્વ આગળ જતાં ચિત્તમાં, એટલે કે ચિંતનમાં તથા ઇતિહાસમાં, ધારણ કરે છે. પરંતુ સમગ્ર તત્ત્વજ્ઞાનના અંતમાં આરંભને એવી રીતે ફરી વાર અંકિત કરવાનું માત્ર એક રીતે જ શક્ય છે, એટલે કે ઇતિહાસના અંતની ધારણા નીચે મુજબ કરીને:

માનવજાતિ એ જ નિરપેક્ષ વિચારની અનુભૂતિએ પહોંચે છે અને જાહેર કરે છે કે નિરપેક્ષ વિચારની એવી અનુભૂતિ હેગેલપંથી તત્ત્વજ્ઞાનમાં સાધી લેવામાં આવી છે. પરંતુ એ રીતે તો હેગેલપંથી પદ્ધતિના પૂરા મતવાદી અંતસ્તત્ત્વને નિરપેક્ષ સત્ય તરીકે જાહેર કરી દેવામાં આવે છે, અને તેની દ્વંદ્વાત્મક રીતના, સમગ્ર મતવાદનું વિઘટન કરી નાખતી રીતના, વિરોધમાં એમ કરવામાં આવે છે. એમ ક્રાંતિકારી પાસાને રૂઢિવાદી પાસાના વધારે પડતા ફેલાવા નીચે ગૂંગળાવી નાખવામાં આવે છે. અને જે બાબત દાર્શનિક અનુભૂતિને લાગુ થાય છે તે ઐતિહાસિક અમલને પણ લાગુ થાય છે. હેગેલના મૂર્ત રૂપ મારફત નિરપેક્ષ વિચાર ઘડી કાઢવાના બિંદુએ પહોંચી ગયેલી માનવજાતિ અમલમાં પણ એટલે સુધી પહોંચી ગઈ હોવી જોઈએ કે એ નિરપેક્ષ વિચારને અમલી બનાવી શકે. એટલે સમકાલીનોના સંબંધમાં નિરપેક્ષ વિચારની અમલી રાજકીય માંગોને વધારે પડતી ખેંચવામાં ન આવે. એટલે આપણને 'અધિકારના તત્ત્વજ્ઞાન'ના સમાપનમાં જોવા મળે છે કે નિરપેક્ષ વિચારને સામાજિક દરજ્જાઓ ઉપર આધારિત એવી રાજશાહીમાં સિદ્ધ કરવાનો છે કે જેના લગાતાર પરંતુ વ્યર્થ વાયદા ફ્રેડરિક-વિલ્હેલ્મ ત્રીજાએ પોતાની પ્રજાને કર્યા હતા. એ રાજશાહી એટલે એ જમાનાના નિમ્ન-મૂડીવાદી જર્મન સંજોગોને બંધબેસતું મિલકતદાર વર્ગોનું મર્યાદિત, વિનીત, પરોક્ષ શાસન; અને વધુમાં ઉમરાવ વર્ગની આવશ્યકતા આપણી સમક્ષ તર્કબાજીની રીતે પ્રદર્શિત કરવામાં આવી છે.

એટલે, પદ્ધતિની આંતરિક આવશ્યકતાઓ જ એવા ખુલાસા માટે પૂરતી બની રહે છે કે ચિંતનની એકદમ ક્રાંતિકારી રીતમાંથી તદ્દન નમાલો રાજકીય નિષ્કર્ષ કેમ નીકળ્યો છે. હકીકતમાં એ નિષ્કર્ષનું વિશિષ્ટ રૂપ એ બાબતમાંથી ફૂટી નીકળે છે કે હેગેલ જર્મન હતો. અને તેને પણ સમકાલીન ગેટેની જેમ પૂંઠે નાનકડું કૂપમંડૂકિયું પૂંછડું લટકતું હતું. એ બેઉ પોતપોતાનાં ક્ષેત્રોમાં ઓલિમ્પિયન ઝ્યૂસ દેવતા[3] જેવા હતા, પરંતુ બેમાંથી એકેય જર્મન કૂપમંડૂકતાથી પૂરો છુટકારો ક્યારેય નહોતા મેળવી શક્યા.

પરંતુ એ બધું હેગેલપંથી પદ્ધતિને અગાઉની બીજી કોઈ પદ્ધતિ કરતાં અતુલ્ય પ્રમાણમાં વધારે બહોળું ક્ષેત્ર આવરી લેતી અથવા આજે પણ વિસ્મયજનક લાગતો ચિંતન ભંડાર એ ક્ષેત્રમાં વિકસાવતી અટકાવી ન શક્યું. ચિત્તનું ઘટનાવિજ્ઞાન (જેને ચિત્તના ગર્ભવિજ્ઞાન અને જીવાશ્મ વિજ્ઞાનનું સમકક્ષ ગણાવી શકાય, ઈતિહાસના ક્રમ દરમિયાન માનવીની ચેતના જે કક્ષાઓમાંથી પસાર થઈ છે તેના સંક્ષિપ્ત પુનરુત્પાદનના રૂપમાં વિવિધ કક્ષાઓ મારફત

વ્યક્તિગત ચેતનાનું પ્રતિબિંબ), તર્કશાસ્ત્ર, પ્રાકૃતિક તત્ત્વજ્ઞાન, ચિત્તનું તત્ત્વજ્ઞાન અને તેનાં અલગ અલગ ઐતિહાસિક પેટા-વિભાજનો — ઇતિહાસનું, અધિકારનું, તથા ધર્મનું તત્ત્વજ્ઞાન, તત્ત્વજ્ઞાનનો ઇતિહાસ, સૌંદર્યમીમાંસા, વગેરે — હેગેલે એ બધાં વિવિધ ઐતિહાસિક ક્ષેત્રોમાં ઓતપ્રોત વિકાસરેખા શોધી કાઢવાની તથા દર્શાવવાની મહેનત કરી. અને તે કેવળ સર્જનાત્મક પ્રતિભા જ નહિ પરંતુ જ્ઞાનકોશીય વિદ્વત્તા પણ ધરાવતો માનવી હોવાથી તેણે દરેક ક્ષેત્રમાં શકવર્તી ભૂમિકા ભજવી. એટલું તો સ્પષ્ટ છે કે તેને "પદ્ધતિ"ની આવશ્યકતાઓને લીધે ઘણી ઘણી વાર પરાણે એવી રચનાઓ કરવી પડેલી કે જેને વિશે તેના વામણા વિરોધીઓ આજે પણ ભયંકર ધાંધલ મચાવે છે. પરંતુ એ રચનાઓ તો તેની કૃતિના ખાલી માળખા અને પાલખ જેવી છે. તેમાં નકામા આંટા ન મારવામાં આવે અને વિરાટ ઇમારતની અંદર આગળ ધપવામાં આવે તો એવા અસંખ્ય ખજાના જોવા મળે છે કે જેનું મૂલ્ય આજે પણ ઓછું નથી થયું. બધા તત્ત્વજ્ઞાનીઓના સંબંધમાં "પદ્ધતિ" જ નાશવંત હોય છે, અને તેનું સાદું કારણ એ હોય છે કે તેનો ઉદ્‌ભવ માનવીય ચિત્તની અવિનાશી ઝંખનામાંથી — સઘળા આંતરવિરોધોનું નિરાકરણ સાધી લેવાની ઝંખનામાંથી — થતો હોય છે. પરંતુ બધા આંતરવિરોધોને અંતિમ રૂપે પતાવી દેવામાં આવે તો આપણે કહેવાતા નિરપેક્ષ સત્ય સુધી પહોંચી જઈએ — વિશ્વ ઇતિહાસનો અંત આવી જાય. પરંતુ તેને તો ચાલુ રહેવાનું જ છે, જોકે તેને માટે કરવાનું કશું બાકી નથી રહ્યું — એટલે નવો અને ઉકેલી ન શકાય એવો આંતરવિરોધ ઊભો થાય છે. આપણે એક વાર સમજી લઈએ — અને લાંબા ગાળામાં આપણને એ સમજવામાં હેગેલ કરતાં વધારે મદદ બીજા કોઈએ નથી કરી — કે એવી રીતે રજૂ થયેલું તત્ત્વજ્ઞાનનું કર્તવ્ય એટલે એક જ તત્ત્વજ્ઞાનીએ પાર પાડી લેવાનું એવું કર્તવ્ય કે જેને કેવળ સમગ્ર માનવજાતિ જ પોતાના પ્રગતિશીલ વિકાસ દરમિયાન પાર પાડી શકે — આપણે એટલું સમજી લઈએ કે તરત સમગ્ર તત્ત્વજ્ઞાનનો, શબ્દના હાલ સુધી સ્વીકૃત અર્થમાં તત્ત્વજ્ઞાનનો, અંત આવી જાય. એ પંથે અથવા કોઈ એક વ્યક્તિ થકી અસાધ્ય "નિરપેક્ષ સત્ય"ને અળગું છોડી દેવામાં આવે છે, તેને બદલે વસ્તુગત વિજ્ઞાનોના પંથે સાધ્ય સાપેક્ષ સત્યોની શોધ કરવામાં આવે છે અને એ વિજ્ઞાનોનાં પરિણામોની તારવણી દ્વંદ્વાત્મક ચિંતન મારફત કરવામાં આવે છે. ગમે તેમ પણ હેગેલની બાબતમાં તત્ત્વજ્ઞાનનો અંત આવી જાય છે: એક તરફ તો એ કારણે કે તેણે પોતાની પદ્ધતિમાં તેના સમગ્ર વિકાસનો સાર એકદમ તેજસ્વી રીતે તારવ્યો છે, અને

બીજી તરફ એ કારણે કે તેણે ભલે અજાણતાં જ પણ આપણને પદ્ધતિઓની ભુલભુલામણીમાંથી જગતના ખરા વસ્તુગત જ્ઞાનનો માર્ગ બતાવ્યો છે.

આપણે કલ્પના કરી શકીએ કે એ હેગેલપંથી પદ્ધતિએ જર્મનીના તત્ત્વજ્ઞાનરંગી વાતાવરણમાં કેવી અસર પેદા કરી હશે. એ તો એવી વિજયકૂચ હતી કે જે દાયકાઓ સુધી ચાલુ રહી હતી અને હેગેલના અવસાનથી કોઈ રીતે થંભી નહોતી ગઈ. એથી ઊલટું, ચોક્કસ રૂપે ૧૮૩૦થી ૧૮૪૦ દરમિયાન જ "હેગેલપંથે" વધારેમાં વધારે એકચક્ર આણ વરતાવી રાખી હતી અને પોતાનો ચેપ વધારે કે ઓછા પ્રમાણમાં વિરોધીઓને પણ લગાડયો હતો. ચોક્કસ રૂપે એ ગાળામાં જ હેગેલપંથી વિચારોએ અત્યંત વિવિધ વિજ્ઞાનોમાં સભાન કે અભાન રીતે એકદમ વિસ્તૃત પેસારો કર્યો હતો અને સરેરાશ "શિક્ષિત ચેતનાને" જેમાંથી માનસિક ખોરાક મળતો હોય છે એ લોકભોગ્ય સાહિત્ય તથા દૈનિક અખબારોમાં મોણની કામગીરી કરી હતી. પરંતુ આખે મોરચે એવો વિજય તો આંતરિક સંઘર્ષના કેવળ પૂર્વરંગને જ અંકિત કરતો હતો.

આપણે જોયું કે હેગેલના સિદ્ધાંતને સમગ્ર રૂપમાં લેવામાં આવે તો તેમાં અત્યંત વિવિધ અમલી પક્ષીય વિચારોને ઓથ આપવાનો પુષ્કળ અવકાશ હતો. અને એ સમયના સૈદ્ધાંતિક જર્મનીમાં માત્ર બે જ બાબતો ચાલે એમ હતી: ધર્મ અને રાજકારણ. જે કોઈ માણસ મુખ્ય ભાર હેગેલપંથી **પદ્ધતિ** ઉપર મૂકે તે બન્ને ક્ષેત્રોમાં સારી પેઠે રૂઢિચુસ્ત હોઈ શકે, અને જે કોઈ માણસ દ્વંદ્વાત્મક **રીતને** મુખ્ય બાબત ગણે તે રાજકારણમાં તેમ જ ધર્મમાં એકદમ ઉગ્ર વિરોધમાં સામેલ હોઈ શકે. હેગેલની કૃતિઓમાં ક્રાંતિકારી કોપના ઉછાળા ઠીકઠીક પ્રમાણમાં ફરીફરીને જોવા મળતા હોવા છતાં તે પોતે સમગ્ર દૃષ્ટિએ જોતાં રૂઢિચુસ્ત પક્ષ તરફ વધારે ઢળતો હોય એમ લાગતું હતું. ખરેખર, તેની રીતની સરખામણીમાં તેની પદ્ધતિને લીધે તેને ઘણા વધારે "સખત માનસિક ડૂચા" મારવા પડયા હતા. ચોથા દાયકાના અંતમાં તેના સંપ્રદાયમાંનો તડો વધારે સાફ નજરે પડવા લાગ્યો. ઉદ્દામ પાંખે, કહેવાતા યુવાન હેગેલપંથીઓએ, રૂઢિવાદી ધર્માત્મવાદ[10] અને સામંતી પ્રત્યાઘાતીઓ સામેની લડતમાં એ વખતના તાકીદના સવાલોના સંબંધમાં દાર્શનિક-વિનમ્ર સંયમને, એ વખત સુધી તેમના સિદ્ધાંતોની બાબતમાં રાજ્ય તરફથી છૂટ અને રક્ષણ પણ અપાવનાર સંયમને, થોડો થોડો કરીને તજી દીધો. પછી ૧૮૪૦માં ફ્રેડરિક-વિલ્હેલ્મ ચોથાના રૂપમાં રૂઢિવાદી ધર્માત્મવાદ અને આપખુદ સામંતી પ્રત્યાઘાતે રાજગાદી કબજે કરી લીધી ત્યારે ઉઘાડો પક્ષપાત અનિવાર્ય બની ગયો. લડત હજી દાર્શનિક હથિયારો વડે ચલાવવામાં

આવતી હતી પરંતુ લક્ષ્યો હવે અમૂર્ત દાર્શનિક નહોતાં રહ્યાં. લડતમાં પરંપરાગત ધર્મના તથા હયાત રાજ્યના ખાતમાની સીધી દિશા અપનાવી લેવામાં આવી. «*Deutsche Jahrbücher*»માં[11] અમલી લક્ષ્યો હજી મોટે ભાગે દાર્શનિક સ્વાંગમાં રજૂ કરવામાં આવતાં હતાં, પરંતુ ૧૮૪૨ના «*Rheinische Zeitung*»માં[12] યુવાન હેગેલપંથી શાખાએ પોતાને મહત્ત્વાકાંક્ષી આમૂલ પરિવર્તનવાદી મૂડીદાર વર્ગના તત્ત્વજ્ઞાન તરીકે સીધી રીતે જાહેર કરી દીધી અને તત્ત્વજ્ઞાનની પાંખી આડશનો ઉપયોગ માત્ર સેન્સરશિપને છેતરવા માટે કર્યો.

પરંતુ એ સમયે રાજકારણનું ક્ષેત્ર બહુ કાંટાળું હતું એટલે મુખ્ય લડત ધર્મની વિરુદ્ધ વાળવામાં આવી હતી. એ લડત, ખાસ કરીને ૧૮૪૦ પછી, પરોક્ષ રીતે રાજકીય પણ હતી. ૧૮૩૫માં સ્ટ્રાઉસની કૃતિ 'ઈસુનું જીવન' પ્રગટ થઈ અને તેણે પ્રથમ આવેગ પૂરો પાડયો. ખ્રિસ્તી ધર્મકથાઓ વિશે તેમાં વિકસાવવામાં આવેલા સિદ્ધાંતનું આગળ જતાં બ્રૂનો બાઉએરે એવી સાબિતીઓ આપીને ખંડન કર્યું હતું કે ખ્રિસ્તી ધાર્મિક વાર્તાઓની આખી હારમાળા લેખકોએ પોતે જ ઉપજાવી કાઢેલી હતી. એ બન્ને વચ્ચેનો વાદવિવાદ "આત્મ-ચેતના" અને "સત્ત્વ" વચ્ચેની લડાઈના દાર્શનિક ઓઠા હેઠળ ચલાવવામાં આવ્યો હતો. ધાર્મિક ગ્રંથોની ચમત્કારકથાઓ સમાજના હાર્દની અંદર અભાન-પરંપરાગત પુરાણકથા-સર્જન મારફત અસ્તિત્વમાં આવેલી કે તેમને ધર્મપ્રચારકોએ પોતે ઉપજાવી કાઢેલી, એ સવાલને એવા સવાલમાં ફુલાવી દેવામાં આવ્યો હતો કે વિશ્વ ઈતિહાસમાં નિર્ણાયક ચાલક બળ "સત્ત્વ" છે યા "આત્મ-ચેતના" છે. છેલ્લે વર્તમાન અરાજકતાવાદનો પયગંબર સ્ટર્નર આવ્યો—બાકૂનિને તેની પાસેથી ઘણું ઘણું લીધું છે—અને તેણે સર્વોપરી "આત્મ-ચેતના"ને પોતાના સર્વોપરી "અહમ્"નો મુગટ પહેરાવી દીધો.[13]

હેગેલપંથી સંપ્રદાયના વિઘટનની પ્રક્રિયાના એ પાસાની વધારે છણાવટ અમે નહિ કરીએ. અમારે માટે નીચેની બાબત વધારે મહત્ત્વની છે: એદકમ મક્કમ નિર્ધાર ધરાવતા યુવાન હેગેલપંથીઓનું મુખ્ય જૂથ ભાવમૂલક ધર્મ સામેની લડતની અમલી આવશ્યકતાઓને કારણે પાછું અંગ્રેજ-ફ્રેંચ ભૌતિકવાદ તરફ ધકેલાઈ ગયું હતું. એથી તેને પોતાના સંપ્રદાયની પદ્ધતિ સાથે ઘર્ષણ થયું. ભૌતિકવાદમાં પ્રકૃતિને એકમાત્ર વાસ્તવિકતા તરીકે ગણવામાં આવે છે, પરંતુ હેગેલપંથી પદ્ધતિમાં પ્રકૃતિ નિરપેક્ષ વિચારના કેવળ "સ્વત્વાર્પણ"નું, સમજો કે વિચારની અવનતિનું, પ્રતિનિધિત્વ કરે છે. ગમે તેમ પણ તેમાં વિચારણા

તથા તેની ચિંતન-પેદાશ, વિચાર, મુખ્ય સ્થાને છે અને પ્રકૃતિ સાધિત છે, તેનું અસ્તિત્વ જ વિચારની મોટાઈ ઉપર આધારિત છે. એવા આંતરવિરોધમાં એ જૂથ બને એટલી સારી કે બૂરી રીતે ગોથાં ખાઈ ગયું.

પછી ફાયરબાખની કૃતિ 'ખ્રિસ્તી ધર્મનું સારતત્ત્વ' આવી.[14] તેણે એક જ ફટકો મારીને આંતરવિરોધના ભુક્કા ઉડાવી દીધા અને કશી આડીઅવળી વેદિયાગીરી વગર ભૌતિકવાદને ફરી સિંહાસને બેસાડી દીધો. પ્રકૃતિ સમગ્ર તત્ત્વજ્ઞાનથી સ્વતંત્ર રીતે અસ્તિત્વમાં છે. તે એવો પાયો છે કે જેના આધારે જ આપણો, માનવ હસ્તીઓનો, પોતે જ પ્રકૃતિની પેદાશોનો, વિકાસ થયો છે. પ્રકૃતિ અને માનવી સિવાય બીજું કશું જ અસ્તિત્વમાં નથી, અને આપણા ધાર્મિક કલ્પનાવિહારે સર્જેલી ઉચ્ચતર હસ્તીઓ તો કેવળ આપણા પોતાના સારતત્ત્વનું કાલ્પનિક પ્રતિબિંબ જ છે. વશીકરણ ભાંગી ગયું. "પદ્ધતિ" એક ધડાકે ઊડી ગઈ, તેને આઘી ફગાવી દેવામાં આવી, અને આંતરવિરોધનું, જેને માત્ર આપણી કલ્પનામાં જ અસ્તિત્વ ધરાવતો બતાવવામાં આવ્યો હતો એ આંતરવિરોધનું, વિઘટન થઈ ગયું. એ પુસ્તકની મુક્તિદાયક અસરનો ખ્યાલ મેળવવા માટે તો એ અસરનો અનુભવ ખુદ કરવો પડે. ઉત્સાહ સર્વસામાન્ય હતો. અમે સૌ તત્કાળ ફાયરબાખપંથી બની ગયા. માર્ક્સે નવી વિભાવનાને કેટલા ઉત્સાહથી વધાવી લીધી હતી અને તેનાથી તે કેટલા બધા પ્રભાવિત થયા હતા—તેમના બધા ટીકાત્મક પ્રશ્નો છતાં—તેનો ખ્યાલ «*The Holy Family*» વાંચવાથી મળશે.

પુસ્તકની ખામીઓ પણ જાણે તેની તાત્કાલિક અસરમાં ફાળો આપતી હતી. તેની સાહિત્યિક અને ક્યારેક ક્યારેક ઝમકદાર ભાષાને કારણે તેને વાંચકોની બહોળી સંખ્યામાં આવકાર મળ્યો હતો. ગમે તેમ પણ તે અનેક વર્ષોના અમૂર્ત અને અગમ્ય હેગેલીકરણ પછી જાણે તાજગી આપતું પુસ્તક હતું. એ જ વાત તેમાં નિરૂપિત પ્રેમના અતિરેકી દેવત્વારોપણની બાબતમાં પણ ખરી છે. "શુદ્ધ તર્ક"ની હવે અસહ્ય બની ગયેલી સર્વોપરી આણ પછી આવેલા એવા દેવત્વારોપણનું ઔચિત્ય ભલે ન હોય પરંતુ તેને માટે બહાનું તો મોજૂદ હતું જ. પરંતુ આપણે ભૂલવાનું નથી કે ૧૮૪૪ પછી "શિક્ષિત" જર્મનીમાં મરકીની જેમ ફેલાઈ રહેલા "સાચા સમાજવાદે"[15] ફાયરબાખની એ બે કમજોરીઓને જ આરંભ-બિંદુ તરીકે લીધી હતી, વૈજ્ઞાનિક જ્ઞાનને સ્થાને સાહિત્યિક વાક્યોને મૂકી દીધાં હતાં, ઉત્પાદનના આર્થિક રૂપાંતર મારફત સર્વહારા વર્ગની મુક્તિના સ્થાને "પ્રેમ" મારફત માનવજાતિની મુક્તિને મૂકી દીધી હતી, ટૂંકમાં પોતાને

હેર કાર્લ ગ્રુનની છાપના જુગુપ્સાજનક સુંદર લખાણ તથા પ્રેમોન્માદમાં ગુમ કરી દીધો હતો.

આપણે બીજી એક વાત ભૂલવાની નથી: હેગેલપંથી સંપ્રદાયનું તો વિઘટન થઈ ગયું, પરંતુ હેગેલપંથી તત્ત્વજ્ઞાનને ટીકા મારફત પરાજિત નહોતું કરવામાં આવ્યું. સ્ટ્રાઉસ અને બાઉઅરે તેનું એક એક પાસું લઈને એ પાસાંને એકબીજાની વિરુદ્ધ ગોઠવી દીધાં હતાં. ફાયરબાખે પદ્ધતિનું ખંડન કરી નાખીને તેને ખાલી પડતી મૂકી દીધી. પરંતુ કોઈ તત્ત્વજ્ઞાનનો નિકાલ ખાલી એવા કથનથી નથી આવી જતો કે તે ગલત છે. અને હેગેલપંથી તત્ત્વજ્ઞાન જેવા પ્રબળ કાર્યનો, રાષ્ટ્રના બૌદ્ધિક વિકાસ ઉપર એટલો જબ્બર પ્રભાવ પાડનારા તત્ત્વજ્ઞાનનો, નિકાલ ખાલી તેને અવગણવાથી ન જ આવી જાય. તેનું "નિરાકરણ" તેના પોતાના અર્થની દૃષ્ટિએ ઉચ્ચતર એકતામાં સાધવું પડે એમ હતું. એવા અર્થની દૃષ્ટિએ કે તેના રૂપને ટીકા મારફત ખતમ કરી નાખવામાં આવે પરંતુ તેની મારફત હાંસલ થયેલા નવા અંતસ્તત્ત્વને ઉગારી લેવામાં આવે. આપણે નીચે જોઈશું કે એ કર્તવ્યને કેવી રીતે પાર પાડવામાં આવ્યું.

પરંતુ દરમિયાનમાં ૧૮૪૮ની ક્રાંતિ આવી, અને ફાયરબાખે હેગેલને જેવી તોછડાઈથી બાજુએ ફગાવી દીધો હતો એવી જ તોછડાઈથી ક્રાંતિએ સમગ્ર તત્ત્વજ્ઞાનને બાજુએ ફગાવી દીધું. એ પ્રક્રિયામાં ફાયરબાખ પોતે પણ પૃષ્ઠભૂમિમાં ધકેલાઈ ગયો.

## ૨

સમગ્ર તત્ત્વજ્ઞાનનો, ખાસ કરીને વધારે તાજેતરના તત્ત્વજ્ઞાનનો, મોટો મૂળભૂત સવાલ ચિંતન અને હસ્તીના સંબંધને લગતો છે. બહુ આરંભના યુગમાં માનવીઓ પોતાનાં શરીરની રચના વિશે હજી સાવ અજાણ હતા ત્યારે સ્વપ્નની છાયાઓથી* ઉત્તેજિત થઈને માનવા લાગ્યા કે તેમનું ચિંતન અને

---

*બર્બરતાની અને એથીયે નીચલી કક્ષાના જંગલી લોકોમાં હજી એવો ખ્યાલ સર્વસામાન્ય રીતે પ્રચલિત છે કે સ્વપ્નમાં જોવા મળતાં માનવી રૂપો તો આત્માઓ છે, તેમણે પોતપોતાનાં શરીરોનો અસ્થાયી ત્યાગ કર્યો છે; એટલે વાસ્તવિક માનવીના સ્વપ્નની છાયાઓએ સ્વપ્ન જોનારની વિરુદ્ધ કરેલાં કૃત્યો માટે વાસ્તવિક માનવીને જવાબદાર ગણવામાં આવે છે. એ રીતે, ઈમ થુર્નના નિરીક્ષણ મુજબ, દાખલા તરીકે, ૧૮૮૪માં ગુયાનાના ઈન્ડિયન લોકોમાં એવી માન્યતા પ્રચલિત હતી. **(એંગેલ્સની નોંધ.)**

સંવેદન શરીરોની પ્રવૃત્તિ નથી પરંતુ કોઈ વિશિષ્ટ આત્માની પ્રવૃત્તિઓ છે, એ આત્મા શરીરમાં વસે છે અને મૃત્યુ વેળાએ શરીરને તજી દે છે — એ સમયથી માનવીઓ એવા આત્મા અને બાહ્ય જગત વચ્ચેના સંબંધ વિશે વિચાર કરવા પ્રેરાતા રહ્યા છે. જો આત્મા શરીરને મૃત્યુ વેળાએ તજી દઈને જીવંત રહેતો હોય તો તેને માટે વળી બીજું વિશિષ્ટ મૃત્યુ ઉપજાવી કાઢવાનું કશું કારણ ન રહ્યું. એ રીતે તેની અમરતાનો ખ્યાલ ઉદય પામ્યો. વિકાસની એવી કક્ષાએ તે આશ્વાસન જેવો બિલકુલ નહોતો. તેમાં તો એવું ભાગ્ય નજરે પડતું હતું કે જેની સામે લડવાથી કશો ફાયદો ન થાય, અને ઘણી વાર તેને ચોક્કસ દુર્ભાગ્ય ગણવામાં આવતું, દાખલા તરીકે ગ્રીક લોકો એમ માનતા. વૈયક્તિક અમરતાના કંટાળાજનક ખ્યાલનો ઉદય આશ્વાસનની ધાર્મિક ઝંખનામાંથી નહોતો થયો પરંતુ સહિયારી સાર્વજનીન અજ્ઞાનતાને લીધે પેદા થયેલી એવી મૂંઝવણના સામાન્ય પરિણામ તરીકે થયો હતો કે એક વાર આત્માનું અસ્તિત્વ સ્વીકારી લેવામાં આવ્યું એટલે શરીરના મૃત્યુ પછી તેનું શું કરવું. બરાબર એવી જ રીતે પ્રથમ દેવોનો ઉદય પ્રાકૃતિક શક્તિઓમાં મનુષ્યત્વારોપણ મારફત થયો હતો. ધર્મોના અધિક વિકાસ દરમિયાન એ દેવો વધારે ને વધારે લોકાતીત રૂપ ધારણ કરતા ગયા, એટલે સુધી કે માનવીના બૌદ્ધિક વિકાસ દરમિયાન સ્વાભાવિક રીતે થતી નિષ્કર્ષણની, હું તો લગભગ એમ પણ કહી દઉં કે આસવનની, પ્રક્રિયા મારફત આખરે માનવીઓનાં મનમાં ઘણા દેવોમાંથી, વધારે કે ઓછા પ્રમાણમાં મર્યાદિત અને એકબીજાની મર્યાદા બાંધી દેતા ઘણા દેવોમાંથી, એકેશ્વરવાદી ધર્મોના એક જ અનન્ય ઈશ્વરનો ખ્યાલ ઉદય પામ્યો.

એ રીતે, હસ્તી જોડે ચિંતનના, પ્રકૃતિ જોડે ચેતનાના, સંબંધના સવાલનું, સમગ્ર તત્ત્વજ્ઞાનના સૌથી મોટા સવાલનું, મૂળ સમગ્ર ધર્મના સવાલના મૂળની જેમ જ જંગલીપણાના સંકુચિત અને અજ્ઞાની ખ્યાલોમાં છે. પરંતુ યુરોપમાં માનવજાતિ ખ્રિસ્તી મધ્યયુગની લાંબી નીંદરમાંથી જાગી ત્યાર પછી જ એ સવાલ પૂરી ઉગ્રતા સાથે રજૂ થઈ શક્યો, પૂરું મહત્ત્વ ધારણ કરી શક્યો. હસ્તીના સંબંધમાં ચિંતનનો સવાલ, પ્રાસંગિક ઉલ્લેખ કરીએ તો જેણે મધ્યયુગના પાંડિત્યવાદમાં પણ મોટી ભૂમિકા ભજવી હતી એ સવાલ, પ્રથમ સ્થાને ચેતના છે કે પ્રકૃતિ છે એ સવાલ, ધર્મસંસ્થાના સંબંધમાં નીચે મુજબના સ્પષ્ટ રૂપમાં રજૂ થયો: જગતનું સર્જન ઈશ્વરે કર્યું છે કે જગત સનાતન કાળથી અસ્તિત્વમાં છે?

તત્ત્વજ્ઞાનીઓએ એ સવાલના જે જવાબ આપ્યા તેના આધારે તેઓ બે મોટી છાવણીઓમાં વહેંચાઈ ગયા, જેમણે પ્રથમ સ્થાન પ્રકૃતિનું નહિ પરંતુ ચેતનાનું હોવાની હિમાયત કરી અને તેના પરિણામે એક અથવા બીજા રૂપમાં જગતના સર્જનની ધારણા કરી—અને એવા તત્ત્વજ્ઞાનીઓની, દાખલા તરીકે હેગેલની, દૃષ્ટિમાં એ સર્જન ઘણી વાર ખ્રિસ્તી ધર્મ મુજબના સર્જનથીયે વધારે જટિલ અને અશક્ય બની જાય છે—તેમની આદર્શવાદી છાવણી બની. બાકીના, પ્રકૃતિને પ્રથમ સ્થાન આપનારા, ભૌતિકવાદની વિવિધ શાખાઓમાં સામેલ છે.

આ બે અભિવ્યક્તિઓનો, આદર્શવાદ અને ભૌતિકવાદનો, અર્થ એ સિવાય બીજો કશો નથી; અને અહીંયાં પણ તેમનો ઉપયોગ બીજા કોઈ અર્થમાં નથી કરવામાં આવ્યો. આપણે નીચે જોઈશું કે તેમનો બીજો કોઈ અર્થ કરવામાં આવે ત્યારે કેવો ગોટાળો પેદા થઈ જાય છે.

પરંતુ ચિંતન અને હસ્તીના સંબંધનું હજી એક બીજું પાસું પણ છે: આપણી આસપાસના જગત વિશેના આપણા વિચારો ખુદ આ જગત જોડે કેવો સંબંધ ધરાવે છે? આપણું ચિંતન વાસ્તવિક જગતની અનુભૂતિની શક્તિ ધરાવે છે ખરું? આપણે વાસ્તવિક જગત વિશેના આપણા વિચારો અને ખ્યાલોમાં વાસ્તવિકતાનું ખરું પ્રતિબિંબ પેદા કરી શકીએ છીએ ખરા? આ સવાલને દાર્શનિક ભાષામાં ચિંતન અને હસ્તીની એકરૂપતાનો સવાલ કહેવામાં આવે છે, અને તત્ત્વજ્ઞાનીઓની ભારે મોટી બહુસંખ્યા એ સવાલનો જવાબ હકારમાં આપે છે. દાખલા તરીકે હેગેલની બાબતમાં એ હકાર આપોઆપ નજરે પડે છે કેમ કે આપણે વાસ્તવિક જગતમાં જેની અનુભૂતિ કરીએ છીએ તે ચોક્કસ રૂપે તેનું ચિંતન-અંતસ્તત્ત્વ છે, જે કંઈ જગતને નિરપેક્ષ વિચારની ક્રમિક સિદ્ધિ બનાવે છે તે જ છે, અને નિરપેક્ષ વિચાર જગતથી સ્વતંત્ર રીતે અને જગતની પહેલાં સનાતન કાળથી ક્યાંક અસ્તિત્વમાં રહ્યો છે. પરંતુ વધારે સાબિતી વગર સાફ જાહેર છે કે જે આરંભથી જ ચિંતન-અંતસ્તત્ત્વ હોય એવા અંતસ્તત્ત્વને ચિંતન જાણી શકે. એટલું જ સાફ જાહેર છે કે અહીંયાં જે સાબિત કરવાનું છે તે આધારમાં પહેલેથી જ સૂચિત રીતે સમાયેલું છે. પરંતુ એથી હેગેલને ચિંતન અને હસ્તીની એકરૂપતાની પોતે આપેલી સાબિતીમાંથી એવી વધારાની તારવણી કરવામાં કોઈ જાતની અડચણ નથી પડતી કે તેનું તત્ત્વજ્ઞાન તેના ચિંતનના સંબંધમાં ખરું છે એટલે એકમાત્ર ખરું તત્ત્વજ્ઞાન છે, અને ચિંતન તથા હસ્તીની એકરૂપતાની સમુચિતતા એવી રીતે સાબિત થઈ જવી

જોઈએ કે તેના તત્ત્વજ્ઞાનને માનવજાતિ તત્કાળ સૈદ્ધાંતિક રૂપમાંથી અમલી રૂપ આપે અને આખા જગતને હેગેલપંથી સિદ્ધાંતો મુજબ રૂપાંતરિત કરી નાખે. એ તો એવો ભ્રમ છે કે જેમાં તે લગભગ બધા તત્ત્વજ્ઞાનીઓની જોડે સહભાગી છે.

વધુમાં, એથી નિરાળા તત્ત્વજ્ઞાનીઓનું બીજું એક જૂથ પણ છે—તેઓ જગતની કોઈ પણ જાતની અનુભૂતિની, ઓછામાં ઓછું સર્વાંગી અનુભૂતિની, શક્યતા વિશે જ વાંધો ઉઠાવે છે. વધારે આધુનિક તત્ત્વજ્ઞાનીઓમાંથી હ્યુમ અને કાંટ એ જૂથમાં સામેલ છે, અને તેમણે દાર્શનિક વિકાસમાં બહુ મહત્ત્વની ભૂમિકા ભજવી છે. એ મતના ખંડનમાં જે કંઈ નિર્ણાયક છે તે, આદર્શવાદી દૃષ્ટિએ શક્ય હતું એટલા પ્રમાણમાં, હેગેલ તરફથી જણાવવામાં આવી ગયું છે. ફાયરબાખે કરેલા ભૌતિકવાદી ઉમેરાઓમાં ચતુરાઈ વધારે છે અને ઊંડાણ ઓછું છે. જેમ બીજા બધા દાર્શનિક તરંગોનું તેમ એ મતનું સૌથી વધારે અસરકારક ખંડન તો અમલ જ છે, એટલે કે પ્રયોગ અને ઉદ્યમ જ છે. કોઈ પ્રાકૃતિક પ્રક્રિયાને જો આપણે પોતે જ ઊભી કરી લઈએ, તેને તેના સંજોગોમાંથી અસ્તિત્વમાં આણી દઈએ, અને લટકામાં તેની પાસેથી આપણા હેતુઓ મુજબની કામગીરી કરાવી લઈએ, અને એ રીતે પ્રાકૃતિક પ્રક્રિયા વિશેની આપણી વિભાવનાને ખરી સાબિત કરી શકીએ, તો કાંટપંથી અગમ્ય "વસ્તુ-નિજરૂપ"નો ત્યાં જ અંત આવી જાય છે. વનસ્પતિઓ અને પ્રાણીઓની કાયાઓમાં પેદા થતાં રાસાયણિક દ્રવ્યોને કાર્બન રસાયણવિજ્ઞાન એક પછી એક બનાવવા લાગ્યું ત્યાં સુધી તેઓ એવી જ "વસ્તુ-નિજરૂપ"ની સ્થિતિમાં રહ્યાં હતાં, પરંતુ પછી "વસ્તુ-નિજરૂપ"નું રૂપાંતર આપણે માટેની વસ્તુમાં થઈ ગયું, દાખલા તરીકે મજીઠનો રંજક પદાર્થ એલિઝરિન. આપણે હવે તેને ખેતરમાં મજીઠનાં મૂળિયાંમાં ઉગાડવાની તકલીફ નથી લેતા પરંતુ કોલટારમાંથી ઘણી વધારે સસ્તી અને સાદી રીતે બનાવી લઈએ છીએ. કોપરનિકસનું સૌર મંડળ ત્રણ સો વરસ સુધી કેવળ ધારણાની કક્ષાએ રહ્યું હતું. તેની તરફેણમાં એકની સામે એકસો, એક હજાર, કે દસ હજાર શક્યતાઓ હોવા છતાં તે હંમેશાં ધારણાની કક્ષાએ જ રહ્યાં હતું. પરંતુ એ મંડળના આધારે હાંસલ થયેલી માહિતી મારફત લેવેરિયરે એક અજાણ્યા ગ્રહના અસ્તિત્વની અનિવાર્યતાની તારવણી કરી એટલું જ નહિ પરંતુ ગણતરીઓ કરીને અવકાશમાં એ ગ્રહના અનિવાર્ય સ્થાનનો નિર્દેશ પણ કર્યો. પછી ગાલ્લેએ એ ગ્રહને વાસ્તવમાં શોધી કાઢ્યો[16] ત્યારે કોપરનિકસના સૌર મંડળનું અસ્તિત્વ સાબિત થઈ ગયું. તેમ

છતાં જર્મનીમાં નવ-કાંટપંથીઓ તરફથી કાંટપંથી વિભાવનાને અને ઇંગ્લૅંડમાં અજ્ઞેયવાદીઓ[17] તરફથી હ્યુમની વિભાવનાને (ત્યાં હકીકતમાં તેનો વિલય કદી થયો જ નહોતો) સજીવન કરવાના પ્રયાસો, લાંબા વખત પહેલાં સિદ્ધ થઈ ચૂકેલા તેમના સૈદ્ધાંતિક અને અમલી ખંડનને લક્ષમાં લેતાં, વૈજ્ઞાનિક દૃષ્ટિએ પીછેહઠ છે અને અમલની દૃષ્ટિએ ભૌતિકવાદને દુનિયા સમક્ષ નકારતી વેળા છાનીછપની રીતે સ્વીકારી લેવાની ખાલી નિર્લજ્જ તરકીબ જ છે.

પરંતુ દેકાર્તેથી હેગેલ અને હોબ્સેથી ફાયરબાખ સુધીના લાંબા ગાળા દરમિયાન તત્ત્વજ્ઞાનીઓ પોતે માનતા હતા તેમ એકમાત્ર વિશુદ્ધ તર્કના જોરથી ધકેલાતા રહ્યા હોય એવું કોઈ રીતે નહોતું. એથી ઊલટું, તેમને આગળ ધકેલવાનું કામ સૌથી વધારે કરનારી બાબત તો પ્રકૃતિ વિજ્ઞાન અને ઉદ્યોગની જોરદાર અને નિરંતર વધારે વેગે ધસમસતી પ્રગતિની હતી. ભૌતિકવાદીઓની દૃષ્ટિમાં તો એ વાત સપાટી ઉપર જ સાફ હતી, પરંતુ આદર્શવાદી પદ્ધતિઓ પણ પોતાની અંદર ભૌતિકવાદી અંતસ્તત્ત્વ વધારે ને વધારે પ્રમાણમાં ભરતી હતી તથા ચિત્ત અને પદાર્થ વચ્ચેના આંતરવિરોધનું નિરાકરણ સર્વેશ્વરવાદી[18] રીતે સાધવાના પ્રયત્નો કરતી હતી. એ રીતે, હેગેલપંથી પદ્ધતિ અંતે તો ખાલી એવા ભૌતિકવાદનું જ પ્રતિનિધિત્વ કરે છે કે જેને રીત અને અંતસ્તત્ત્વની બાબતમાં આદર્શવાદી રીતે અવળો કરી નાખવામાં આવ્યો હતો.

એટલે સમજી શકાય એવી વાત છે કે સ્ટાર્કે ફાયરબાખની સમીક્ષામાં સૌપ્રથમ ચિંતન અને હસ્તીના સંબંધના એ મૂળભૂત સવાલ વિશે તેના ધોરણનું પરીક્ષણ કરે છે. શરૂઆતમાં સંક્ષિપ્ત ભૂમિકામાં પુરોગામી તત્ત્વજ્ઞાનીઓના, ખાસ કરીને કાંટ પછીના તત્ત્વજ્ઞાનીઓના, વિચારોનું વર્ણન બિનજરૂરી ભારેખમ દાર્શનિક ભાષામાં કરવામાં આવ્યું છે, અને તેમાં હેગેલની કૃતિઓના અમુક ફકરાઓને બહુ વધારે પડતી ઔપચારિક રીતે વળગી રહેવામાં આવ્યું હોવાથી તેને તેની લાયકાત કરતાં બહુ ઓછી જગ્યા મળી છે. પછી ફાયરબાખના "આધિભૌતિકવાદ"ને જ લઈને તેના વિકાસક્રમનું વિગતવાર વર્ણન આપવામાં આવ્યું છે કેમ કે એ તત્ત્વજ્ઞાનીનાં જે લખાણોને અહીંની છણાવટ જોડે સંબંધ છે તેમાં એ ક્રમ ઉત્તરોત્તર પ્રતિબિંબિત થયેલો છે. વર્ણન ઉદ્યમી અને વિશદ રીતે રજૂ કરવામાં આવ્યું છે, પરંતુ એટલું તો કહેવું જ પડે કે આખા પુસ્તકની જેમ તેમાં પણ દાર્શનિક શબ્દાલુતાનો ભાર લાદી દેવામાં આવ્યો છે અને તે દરેક ઠેકાણે અનિવાર્ય કોઈ રીતે નથી જ. એથી, લેખક જ્યારે એકના એક સંપ્રદાયની, અથવા ખુદ ફાયરબાખનીયે, અભિવ્યક્તિની રીતને ઓછી

અપનાવે છે અને બહુ નિરનિરાળી વૃત્તિઓની, ખાસ કરીને તો હાલ માઝા મૂકી ગયેલી અને પોતાને દાર્શનિક કહેવડાવતી વૃત્તિઓની, અભિવ્યક્તિઓને વધારે પ્રમાણમાં અંદર ધુસાડે છે ત્યારે તેની અસર વધારે બેચેન બનાવી દે છે.

ફાયરબાખનો વિકાસક્રમ એક હેગેલપંથીનો—એટલું ખરું કે સાવ રૂઢિચુસ્ત હેગેલપંથી ક્યારેય નહિ—વિકાસ ભૌતિકવાદીમાં થવાનો ક્રમ છે. તે એવો વિકાસ છે કે જે ચોક્કસ કક્ષાએ પોતાના પુરોગામીની આદર્શવાદી પદ્ધતિ સાથેના સંબંધનો પૂરેપૂરો વિચ્છેદ આવશ્યક બનાવે છે. ફાયરબાખ અદમ્ય દબાણને લીધે આખરે એવી પ્રતીતિ તરફ ધકેલાઈ જાય છે કે જગતથી પહેલાં "નિરપેક્ષ વિચાર"ના હેગેલપંથી અસ્તિત્વમાં, જગત અસ્તિત્વમાં આવ્યું તે પહેલાં "તર્કસંગત પ્રવર્ગોના પૂર્વ-અસ્તિત્વ"માં, લોકાતીત સર્જકના અસ્તિત્વ સંબંધી નિષ્ઠાના ઉટપટાંગ અવશેષથી વધારે કશું જ નથી; આપણે પોતે જે જગતનાં છીએ એ ભૌતિક ઇંદ્રિયગમ્ય જગત જ એકમાત્ર વાસ્તવિકતા છે; અને આપણી ચેતના તથા ચિંતન ભલે ગમે એટલાં ઇંદ્રિયાતીત લાગતાં હોય તોપણ ભૌતિક શારીરિક અવયવની, મગજની, પેદાશ છે. પદાર્થ ચિત્તની પેદાશ નથી પરંતુ ચિત્ત પોતે પદાર્થની કેવળ સર્વોચ્ચ પેદાશ જ છે. આ તો બેશક વિશુદ્ધ ભૌતિકવાદ છે. પરંતુ ફાયરબાખ એટલે સુધી પહોંચીને પછી અટકી જાય છે. તે રૂઢ દાર્શનિક પૂર્વગ્રહથી, બાબતની વિરુદ્ધ નહિ પરંતુ "ભૌતિકવાદ"ના નામની વિરુદ્ધ પૂર્વગ્રહથી, છુટકારો નથી મેળવી શકતો. તે જણાવે છે:

> "મારી દૃષ્ટિમાં ભૌતિકવાદ માનવીય સારતત્ત્વ અને જ્ઞાનની ઇમારતનો પાયો છે, પરંતુ તે શરીરક્રિયા વિજ્ઞાનીની, વધારે સંકુચિત અર્થમાં પ્રકૃતિ વિજ્ઞાનીની, દાખલા તરીકે મોલેશોતની, દૃષ્ટિમાં જેવો છે, અને તેમના દૃષ્ટિકોણ મુજબ તથા વ્યવસાયના સંબંધમાં જેવો છે, એટલે કે ખુદ ઇમારત જ, એવો મારી દૃષ્ટિમાં નથી. હું ભૌતિકવાદીઓની જોડે પાછળની બાબતોમાં પૂરો સહમત છું, પરંતુ આગળની બાબતોમાં નહિ."

અહીંયાં ફાયરબાખ પદાર્થ અને ચિત્ત વચ્ચેના સંબંધની ચોક્કસ વિભાવના ઉપર આધારિત સામાન્ય વિશ્વ દૃષ્ટિકોણ અંકિત કરતા ભૌતિકવાદને, એ વિશ્વ દૃષ્ટિકોણને ચોક્કસ ઐતિહાસિક કક્ષાએ, અઢારમી સદીમાં, વ્યક્ત

કરનારા વિશિષ્ટ રૂપની સાથે ભેળવી દે છે. એથી વધારે, તેને તે એવા છીછરા અણઘડ રૂપની સાથે ભેળવી દે છે કે જેમાં અઢારમી સદીના ભૌતિકવાદનું અસ્તિત્વ પ્રકૃતિવાદીઓ તથા હકીમોનાં ભેજાંમાં આજ સુધી ચાલુ છે અને જેની હિમાયત બ્યૂખનેર, ફોગ્ટ, અને મોલેશોત છઠ્ઠા દાયકામાં પોતાના પ્રવાસો દરમિયાન કરતા રહ્યા હતા. પરંતુ જેવી રીતે આદર્શવાદ વિકાસની કક્ષાઓની હારમાળામાંથી પસાર થયો છે એવી જ રીતે ભૌતિકવાદ પણ થયો છે. પ્રકૃતિ વિજ્ઞાનના ક્ષેત્રમાંયે દરેક શકવર્તી શોધ થતાં તેને પોતાનું રૂપ બદલવું પડે છે, અને ઇતિહાસની બાબતમાં પણ ભૌતિકવાદી દૃષ્ટિ લાગુ કરવામાં આવી ત્યારે એ ક્ષેત્રમાં પણ વિકાસનો નવો માર્ગ મોકળો થઈ ગયો છે.

ગઈ સદીનો[19] ભૌતિકવાદ મુખ્યત્વે ગતિમૂલક હતો કેમ કે એ સમયે બધાં પ્રકૃતિ વિજ્ઞાનોમાંથી માત્ર ગતિવિજ્ઞાન, અને ખરેખર કેવળ નક્કર પિંડોનું— અવકાશી અને પાર્થિવ નક્કર પિંડોનું—ગતિવિજ્ઞાન, ટૂંકમાં ગુરુત્વાકર્ષણને લગતું ગતિવિજ્ઞાન, કોઈ જાતના સમાપનની કક્ષાએ પહોંચ્યું હતું. રસાયણવિજ્ઞાન એ વખતે શિશુકાલીન, ફ્લોજિસ્ટિક સિદ્ધાંતના[20], રૂપમાં જ અસ્તિત્વમાં હતું. જીવવિજ્ઞાન હજી બાળોતિયાંમાં લપેટાઈને પડ્યું હતું, વનસ્પતિ અને પ્રાણી રચનાઓનું કેવળ કાચું પરીક્ષણ થયું હતું અને તેમના ખુલાસા ગતિમૂલક કારણો આપીને કરવામાં આવતા હતા. દેકાર્તે પ્રાણીને જે ગણતો હતો તે જ અઢારમી સદીના ભૌતિકવાદીઓ માનવીને ગણતા હતા—યંત્ર. રાસાયણિક અને જૈવ પ્રકૃતિની પ્રક્રિયાઓની બાબતમાં ગતિવિજ્ઞાનનાં ધોરણોનો એવો એકમાત્ર વિનિયોગ—એ પ્રક્રિયાઓમાં ગતિવિજ્ઞાનના નિયમો પણ બેશક સમુચિત છે પરંતુ તેઓ બીજા, ઉચ્ચતર, નિયમો થકી પૃષ્ઠભૂમિમાં ધકેલાઈ જાય છે— ક્લાસિકલ ફ્રેંચ ભૌતિકવાદની પ્રથમ વિશિષ્ટ પરંતુ એ વખતે અનિવાર્ય મર્યાદાને અંકિત કરે છે.

એ ભૌતિકવાદની બીજી વિશિષ્ટ મર્યાદા વિશ્વને પ્રક્રિયા તરીકે, અવિરત ઐતિહાસિક વિકાસ પામતા પદાર્થ તરીકે, સમજવાની તેની અશક્તિમાં સમાયેલી હતી. એવી સ્થિતિ પ્રકૃતિ વિજ્ઞાનની એ સમયની કક્ષાને અને તેની સાથે સંકળાયેલી તત્ત્વચિંતનની આધિભૌતિકવાદી, એટલે કે દ્વંદ્વવાદ-વિરોધી, રીતને અનુરૂપ હતી. એટલું જાણવામાં આવ્યું હતું કે પ્રકૃતિ સનાતન ગતિમાં હોય છે. પરંતુ એ સમયના વિચારો મુજબ એ ગતિ વર્તુળમાં, અને તે પણ સનાતન રીતે, થતી હોવાથી પોતાનું સ્થળ કદી છોડતી નહોતી, ફરીફરીને

એકનાં એક પરિણામો પેદા કરતી હતી. એવી વિભાવના એ સમયે અનિવાર્ય હતી. સૌર મંડળની ઉત્પત્તિ વિશેનો કાંટપંથી સિદ્ધાંત[21] તાજેતરમાં જ રજૂ થયો હતો અને તેને હજી એક અજાયબી તરીકે જ ગણવામાં આવતો હતો. પૃથ્વીના વિકાસના ઇતિહાસની, ભૂસ્તરવિજ્ઞાનની, બાબત હજી સાવ અજાણી હતી, અને એ વખતે એવી વિભાવનાની વૈજ્ઞાનિક રજૂઆત બિલકુલ શક્ય જ નહોતી કે આજની સજીવ હસ્તીઓ સાદા રૂપમાંથી જટિલ રૂપમાં વિકાસના લાંબા ક્રમનું પરિણામ અંકિત કરે છે. એટલે પ્રકૃતિના સંબંધમાં બિનઐતિહાસિક દૃષ્ટિકોણ અનિવાર્ય હતો. એ સંબંધમાં અઢારમી સદીના તત્ત્વજ્ઞાનીઓને ઠપકો આપવાનું કારણ આપણી પાસે ઓછું છે કેમ કે હેગેલનાં લખાણોમાં એ જ બાબત જોવા મળે છે. તેના કથન મુજબ વિચારનું ખાલી "સ્વત્વાર્પણ" અંકિત કરતી પ્રકૃતિ કાળમાં વિકસવા અશક્ત છે, માત્ર અવકાશમાં પોતાની બહુવિધતાને વિસ્તારવા શક્તિમાન છે, એટલે પોતાની અંદરના વિકાસના બધા તબક્કાઓને એકીવેળાએ તથા એકબીજાની જોડાજોડ પ્રદર્શિત કરે છે, અને તેની દશા એકની એક પ્રક્રિયાઓનું સનાતન પુનરાવર્તન કરતી રહેવાની છે. અવકાશની અંદર પરંતુ સમગ્ર વિકાસની મૂળભૂત શરત અંકિત કરતા કાળની બહાર વિકાસની એવી બેહૂદગીને હેગેલ પ્રકૃતિને માથે બરાબર એવા સમયે લાદી દે છે કે જ્યારે ભૂસ્તરવિજ્ઞાન, ભ્રૂણવિજ્ઞાન, વનસ્પતિઓ તથા પ્રાણીઓને લગતું શરીરક્રિયા વિજ્ઞાન, અને કાર્બન રસાયણવિજ્ઞાનનું ઘડતર થઈ રહ્યું હતું, અને એ નવા વિજ્ઞાનોના આધારે દરેક ઠેકાણે ભાવિ ઉત્ક્રાંતિ સિદ્ધાંતના પૂર્વસંકેતો દેખાવા લાગ્યા હતા (દાખલા તરીકે ગેટે અને લામાર્ક). પરંતુ પદ્ધતિ તકાદો કરતી હતી એટલે પદ્ધતિને ખાતર રીતને ખુદ પોતાના સંબંધમાં મિથ્યાચાર કરવો પડતો હતો.

એ જ બિનઐતિહાસિક વિભાવના ઇતિહાસના ક્ષેત્રમાં પણ પ્રવર્તેલી હતી. અહીંયાં મધ્યયુગના અવશેષો સામેનો સંઘર્ષ દૃષ્ટિને ધૂંધળી બનાવી દેતો હતો. મધ્યયુગને ઇતિહાસમાં સર્વસામાન્ય બર્બરતાનાં એક હજાર વરસના ખાલી અંતરાય તરીકે ગણવામાં આવતો હતો. મધ્યયુગમાં સાધવામાં આવેલી મોટી પ્રગતિને—યુરોપી સંસ્કૃતિના વિસ્તારમાં વૃદ્ધિ, ત્યાં એકબીજાની જોડાજોડ સાકાર થયેલાં મોટાં જીવનક્ષમ રાષ્ટ્રો, અને છેલ્લે ચૌદમી તથા પંદરમી સદીઓની જબ્બર ટેકનિકલ પ્રગતિ—એ બધી બાબતોને જોવામાં નહોતી આવી. એ રીતે, મહાન ઐતિહાસિક આંતરજોડાણોની ઊંડી સમજણને અશક્ય બનાવી દેવામાં આવી હતી, અને ઇતિહાસ પાસેથી બહુ બહુ તો તત્ત્વજ્ઞાનીઓના

ઉપયોગ માટે દાખલાઓ અને ઉદાહરણોના સંચયની કામગીરી લેવામાં આવી હતી.

જર્મનીમાં છઠ્ઠા દાયકામાં ભૌતિકવાદમાં માથું મારનારા અણઘડ ફેરિયાઓ પોતાના ગુરુઓની એ મર્યાદાનું નિવારણ કોઈ રીતે નહોતા કરી શક્યા. દરમિયાનમાં પ્રકૃતિ વિજ્ઞાનમાં ઉઠાવવામાં આવેલાં બધાં નવાં આગેકદમોએ તેમની બાબતમાં તો જગતના સર્જકના અસ્તિત્વ વિરુદ્ધ ખાલી નવી સાબિતી-ઓની જ કામગીરી બજાવી, અને સિદ્ધાંતને આગળ વિકસાવવાની બાબતને તેમણે પોતાના કર્તવ્ય તરીકે ખરેખર બિલકુલ હાથમાં ન લીધી. આદર્શવાદની જીવાદોરી પૂરી થઈ ગઈ હતી અને ૧૮૪૮ની ક્રાંતિએ તેને મરણતોલ ફટકો લગાવ્યો હતો, પરંતુ તેને એટલો સંતોષ તો હતો કે ભૌતિકવાદ એ સમયે તેનાથીયે નીચી કક્ષાએ સરી પડેલો હતો. એવા ભૌતિકવાદની જવાબદારી લેવાનો ઈનકાર કરવામાં ફાયરબાખનું વલણ બેશક ખરું હતું, પરંતુ તેણે સામાન્ય ભૌતિકવાદને એવા ભટકતા ઉપદેશકોના મતવાદોની સાથે ગોટાળે નહોતો ચડાવવો જોઈતો.

પરંતુ અહીંયાં બે વાતોનો નિર્દેશ જરૂરી છે. પહેલી વાત — ફાયરબાખના જીવનકાળ દરમિયાન પણ પ્રકૃતિ વિજ્ઞાન હજી જોરદાર ખળભળાટની એવી પ્રક્રિયામાં હતું કે જે માત્ર છેલ્લાં પંદર વર્ષો દરમિયાન જ સ્પષ્ટતાકારક સાપેક્ષ સમાપનમાં પહોંચી હતી. એ વખત સુધી અપૂર્વ પ્રમાણમાં નવી સામગ્રી હાંસલ કરવામાં આવી હતી, પરંતુ આંતરસંબંધો સ્થાપવાનું અને એક પછી એક લગાતાર થતી રહેલી શોધોના ગોટાળિયા જમેલામાં એ રીતે વ્યવસ્થા આણવાનું તો માત્ર સાવ તાજેતરના સમયમાં જ શક્ય બન્યું હતું. ત્રણ નિર્ણાયક શોધોને — કોષની, શક્તિના રૂપાંતરની, અને ડાર્વિનનું નામ લેનારા ઉત્ક્રાંતિ સિદ્ધાંતની — ફાયરબાખે પોતાના જીવનમાં જોઈ હતી. પરંતુ ગામમાં એકાંતનું જીવન ગાળતા એકલવાયા તત્ત્વજ્ઞાની માટે વૈજ્ઞાનિક ઘટનાઓનું પૂરતું ધ્યાન રાખીને એવી શોધોનું પૂરું મૂલ્ય પારખી લેવાનું કેવી રીતે શક્ય બને કે જેને પ્રકૃતિ વિજ્ઞાનીઓ પોતે કાં તો પડકારતા હતા અથવા પૂરતા ઉપયોગમાં લેવાની જાણકારી નહોતા ધરાવતા? એ બાબતમાં દોષ તો માત્ર એવા કંગાલ સંજોગોનો જ છે કે જે એ વખતે જર્મનીમાં પ્રવર્તેલા હતા. જાળાં વણીને જંતુ મારનારા સર્વસારસંગ્રહવાદીઓ એવા સંજોગોને લીધે તત્ત્વજ્ઞાનની ખુરશીઓ કબજે કરીને બેસી ગયા હતા પરંતુ એ સૌની અંદર ગગનચુંબી શિખર સમા ફાયરબાખને નાનકડા ગામમાં ગોંધાઈને અથાવું પડતું હતું. એટલે, પ્રકૃતિની

ઐતિહાસિક વિભાવના, હવે શક્ય બની ગયેલી તથા ફ્રેંચ ભૌતિકવાદની એકાંગિતાને પૂરેપૂરી હઠાવી દેનારી વિભાવના, ફાયરબાખની પહોંચની બહાર જ રહી હતી તેમાં તેનો વાંક નહોતો.

બીજી વાત—ફાયરબાખનું કથન સાવ સાચું છે કે માત્ર પ્રાકૃતિક-વૈજ્ઞાનિક ભૌતિકવાદ ખરેખર "માનવીય જ્ઞાનની ઇમારતનો પાયો છે પરંતુ ખુદ ઇમારત તો નથી જ." આપણે કેવળ પ્રકૃતિમાં જ નહિ પરંતુ ભેગા માનવ સમાજમાં પણ જીવી રહ્યાં છીએ, અને તેને પણ પ્રકૃતિની સરખામણીમાં જરાય ઓછો નહિ એવો પોતાનો વિકાસનો ઇતિહાસ અને પોતાનું વિજ્ઞાન છે. એટલે સવાલ સમાજના વિજ્ઞાનનો, મતલબ કે કહેવાતાં ઐતિહાસિક તથા દાર્શનિક વિજ્ઞાનોની કુલ સમગ્રતાનો, મેળ ભૌતિકવાદી પાયા જોડે બેસાડવાનો અને એ પાયા ઉપર તેનું ફરી નિર્માણ કરવાનો હતો. પરંતુ એ કાર્ય ફાયરબાખને ફાળે નહોતું ગયું. તે તો એ "પાયા" છતાં અહીંયાં પરંપરાગત આદર્શવાદી બેડીઓથી જકડાયેલો રહ્યો હતો, અને એ હકીકતને તેણે આવા શબ્દોમાં સ્વીકારી છે: "હું ભૌતિકવાદીઓની જોડે પાછળની બાબતોમાં સહમત છું, પરંતુ આગળની બાબતોમાં નહિ." પરંતુ ફાયરબાખ પોતે જ અહીંયાં, સામાજિક ક્ષેત્રમાં, "આગળ" નહોતો ગયો, તેણે ૧૮૪૦ કે ૧૮૪૪ના પોતાના ધોરણને પાર નહોતું કર્યું. તેમાં ફરી મુખ્ય કારણ તેના એકાકી જીવનનું હતું. એવા જીવનને લીધે તેને, સામાજિક સંબંધની વૃત્તિ તમામ તત્ત્વજ્ઞાનીઓની અંદર સૌથી વધારે પ્રમાણમાં ધરાવનારા તત્ત્વજ્ઞાનીને, પોતાના જેવા જ સમર્થ બીજા માનવીઓ સાથે સુમેળભર્યા કે વિરોધી મુકાબલાઓ દરમિયાન નહિ પરંતુ પોતાના એકલ મસ્તકમાંથી વિચારો પેદા કરવા પડતા હતા. આપણે આગળ જતાં વિગતવાર જોઈશું કે તે આ ક્ષેત્રમાં કેટલો બધો આદર્શવાદી રહ્યો હતો.

અહીંયાં માત્ર એટલું ઉમેરવું જરૂરી છે કે સ્ટાર્કે ફાયરબાખના આદર્શવાદની શોધ ખોટી જગ્યાએ કરે છે.

> "ફાયરબાખ આદર્શવાદી છે; તે માનવજાતિની પ્રગતિમાં માને છે" (પૃ. ૧૯). "તેમ છતાં પાયો, સમગ્રતાની પેટારચના, આદર્શવાદી જ રહે છે. આપણાં આદર્શ વલણોને અનુસરતી વેળા આપણે માટે વાસ્તવવાદ વિપથગમનોની સામે રક્ષણથી વધારે કંઈ નથી. અનુકંપા, પ્રેમ, અને સત્ય તથા ન્યાય સંબંધી ભાવના શું આદર્શ પરિબળો નથી?" (પૃ. ૯).

પહેલી વાત તો એ કે અહીંયાં આદર્શવાદનો અર્થ આદર્શ લક્ષ્યોના અનુસરણ સિવાય બીજો કશો નથી. પરંતુ તેઓ આવશ્યક રૂપે બહુ બહુ તો કાંટપંથી આદર્શવાદ અને તેના "સ્પષ્ટ આદેશ" જોડે સંબંધ ધરાવે છે, પરંતુ કાંટે પોતે પોતાના તત્ત્વજ્ઞાનને "પ્રાગનુભવિક આદર્શવાદ" તરીકે એવા કારણસર કોઈ રીતે નહોતું ગણાવ્યું કે તેણે તેમાં નૈતિક આદર્શોની છણાવટ પણ કરી હતી, તેમાં કારણ તો સાવ જુદું જ હતું, અને સ્ટાર્કેને એ બાબત યાદ હશે. દાર્શનિક આદર્શવાદ નૈતિક, એટલે સામાજિક, આદર્શો ફરતે બંધાયેલો હોવાના વહેમનો ઉદ્‌ભવ તત્ત્વજ્ઞાનની બહાર જર્મન કૂપમંડૂકોની અંદર થયો હતો. તેમને દાર્શનિક સંસ્કૃતિના જે થોડાક કોળિયા જરૂરી હતા એ બધા તેમણે શીલ્લરની કવિતાઓમાંથી ગોખી લીધા હતા. ચોક્કસ રૂપે પરિપૂર્ણ આદર્શવાદી હેગેલની સરખામણીમાં બીજા કોઈએ કાંટના નાકૌવત "સ્પષ્ટ આદેશ"ની—નાકૌવત એ કારણે કે તે અશક્યનો તકાદો કરે છે અને એટલે કોઈ જાતની વાસ્તવિકતા સુધી ક્યારેય નથી પહોંચતો—વધારે કડક ટીકા કદી નથી કરી અને શીલ્લર તરફથી પેશ થયેલા અસાધ્ય આદર્શોના સંબંધમાં કૂપમંડૂકિયા વેવલા જોશની વધારે નિષ્ઠુર હાંસી કદી નથી ઉડાવી (દાખલા તરીકે જુઓ હેગેલની કૃતિ «*Phenomenology*»).

બીજી વાત એ કે આપણે એવી હકીકતથી કોઈ રીતે છટકી ન શકીએ કે માનવીઓને ક્રિયા કરતા બનાવી દેનારું બધું તેમનાં મગજમાંથી પસાર થાય છે, તેમાં ખાવાનું અને પીવાનું પણ સામેલ છે, તેની શરૂઆત મગજ મારફત સંચારિત ભૂખ અથવા તરસના સંવેદનના પરિણામે થાય છે અને તેનો અંત એવી જ રીતે મગજ મારફત સંચારિત સંતોષના સંવેદનના પરિણામે આવે છે. માનવીની ઉપર બાહ્ય જગતની અસરો મગજમાં વ્યક્ત થાય છે, તેમાં લાગણીઓ, વિચારો, આવેગો, અને સંકલ્પો તરીકે, ટૂંકમાં "આદર્શ વૃત્તિઓ" તરીકે, પ્રતિબિંબિત થાય છે અને એ રૂપમાં "આદર્શ શક્તિઓ" બની રહે છે. એટલે જો માનવીને એટલા માટે આદર્શવાદી ગણવામાં આવે કે તે "આદર્શ વૃત્તિઓને" અનુસરતો હોય અને પોતાની ઉપર "આદર્શ શક્તિઓની" અસર હોવાનો એકરાર કરતો હોય તો જરા પણ ધોરણસરનો વિકાસ પામેલી દરેક વ્યક્તિ જન્મજાત આદર્શવાદી છે, અને એમ હોય તો પછી કોઈ ભૌતિકવાદીઓ હોઈ જ કેવી રીતે શકે?

ત્રીજી વાત એ કે માનવજાતિ સમગ્ર દૃષ્ટિએ જોતાં પ્રગતિશીલ દિશામાં ગતિ કરે છે, ઓછામાં ઓછું હાલના સમયે કરે છે, એવી પ્રતીતિને ભૌતિકવાદ

અને આદર્શવાદ વચ્ચેના વિરોધ સાથે કશો સંબંધ નથી. તટસ્થેશ્વરવાદીઓ[22] વોલ્ટેર અને રુસ્સોની જેમ જ ફ્રેંચ ભૌતિકવાદીઓ પણ એવી પ્રતીતિ લગભગ ઝનૂની ગણાય એટલી હદ સુધી ધરાવતા હતા, અને તેને ખાતર તેમણે ઘણી વાર ભારે મોટી વ્યક્તિગત કુરબાનીઓ આપી હતી. કોઈએ ક્યારેય આખું જીવન "સત્ય અને ન્યાય સંબંધી ભાવનાને"—એ શબ્દોની સારો અર્થ લેતાં—સમર્પિત કરી દીધું હોય તો દાખલા તરીકે દિદરોએ કરી દીધું હતું. એટલે, સ્ટાર્કે એ સર્વને આદર્શવાદ તરીકે જાહેર કરે છે એથી તો ખાલી સાબિતી રજૂ થઈ જાય છે કે અહીંયાં તેની દૃષ્ટિમાં ભૌતિકવાદનો અને બે વલણો વચ્ચેના પૂરા વિરોધનો કશો અર્થ જ રહ્યો નથી.

હકીકત એમ છે કે તેમાં સ્ટાર્કે ભૌતિકવાદ શબ્દની વિરુદ્ધ પરંપરાગત કૂપમંડૂકિયા પૂર્વગ્રહને, પાદરીઓ તરફથી લાંબો વખત ચાલુ રાખવામાં આવેલી ભૌતિકવાદની નાલેશીમાંથી પરિણમેલા પૂર્વગ્રહને, અક્ષમ્ય છૂટ મૂકે છે, જોકે કદાચ અજાણતાં જ મૂકે છે. કૂપમંડૂકની સમજણમાં ભૌતિકવાદ શબ્દ એટલે અકરાંતિયાપણું, દારૂડિયાપણું, દૃષ્ટિની વાસના, દૈહિક વાસના, ઉદ્ધતાઈ, અતિકામના, લોભ, લાલસા, નફાખોરી, અને શૅરબજારની છેતરપિંડી હોય છે, ટૂંકમાં એવી બધી ગલીચ બદીઓ હોય છે કે જેમાં તે પોતે ખાનગી રીતે રાચતો રહે છે. તેની સમજણમાં આદર્શવાદ શબ્દ એટલે સદાચારમાં નિષ્ઠા, સમગ્ર માનવજાતિના કલ્યાણની ભાવના, અને સામાન્ય રીતે "બહેતર જગત"નું ધ્યેય હોય છે. તે બીજા લોકોની હાજરીમાં એવી બાબતોની શેખી મારતો હોય છે ખરો પરંતુ પોતે તો જ્યાં સુધી ગમગીનીમાં અટવાયેલો હોય અથવા પોતાના રોજિંદા "ભૌતિકવાદી" અતિરેકોના પરિણામે નાદારીની હાલતમાંથી ગુજરતો હોય ત્યાં સુધી જ તેમાં નિષ્ઠા રાખે છે. તે એવે વખતે જ પોતાનું માનીતું ગીત ગાતો હોય છે—માનવી એટલે શું? અરધો પશુ અને અરધો દેવદૂત.

એ સિવાય તો સ્ટાર્કેએ હાલ જર્મનીમાં તત્ત્વજ્ઞાનીનું નામ ધારણ કરી લેનારા વાણીશૂરા મદદનીશ પ્રોફેસરોના હુમલાઓ તથા મતવાદોની સામે ફાયરબાખનો બચાવ કરવામાં ભારે જહેમત ઉઠાવી છે. કલાસિકલ જર્મન તત્ત્વજ્ઞાનના આવા મરણોત્તર જન્મમાં રસ ધરાવનારા લોકો માટે તો આ બેશક મહત્ત્વની બાબત છે, ખુદ સ્ટાર્કેને માટે એ કદાચ જરૂરી લાગ્યું હોય. પરંતુ અમે વાચકોને તેનાથી બચાવી લઈશું.

## ૩

આપણે ધર્મ અને આચારવિચારના સંબંધમાં ફાયરબાખના તત્ત્વજ્ઞાનની બાબત પર પહોંચીએ કે તરત તેનો ખરો આદર્શવાદ સાફ દેખાઈ આવે છે. તે ધર્મને નાબૂદ કરી નાખવાનો ઇરાદો કોઈ રીતે નથી રાખતો, તેને તો ધર્મને પરિપૂર્ણ બનાવવો છે. ખુદ તત્ત્વજ્ઞાનને જ ધર્મમાં સમાવી દેવાનું છે.

> "માનવજાતિના ગાળાઓ કેવળ ધાર્મિક પરિવર્તનોના આધારે જ નોખા પડે છે. ઐતિહાસિક ગતિ જ્યારે માનવીઓનાં હૃદયોમાં મૂળિયાં ધરાવતી હોય ત્યારે જ મૂળભૂત હોય છે. હૃદય કંઈ ધર્મનું એક રૂપ નથી કે જેથી ધર્મ હૃદયમાં પણ અસ્તિત્વ ધરાવતો હોય, હૃદય તો ધર્મનું સારતત્ત્વ છે"[23] (સ્ટાર્કેએ ટાંકેલું અવતરણ, પૃ. ૧૬૮).

ફાયરબાખના મત મુજબ ધર્મ એટલે માનવ હસ્તીઓ વચ્ચે હેતપ્રીત ઉપર આધારિત સંબંધ છે, હૃદય ઉપર આધારિત સંબંધ છે, એ સંબંધ અત્યાર સુધી પોતાનું તથ્ય વાસ્તવિકતાના કલ્પનાતીત દર્પણ બિંબમાં—એક અથવા અનેક દેવોની, માનવીય લક્ષણોના કલ્પનાતીત દર્પણ બિંબોની, મધ્યસ્થતામાં—શોધતો રહ્યો છે પરંતુ હવે સીધું અને કોઈ જાતની મધ્યસ્થતા વગર "હું" અને "તું" વચ્ચેના પ્રેમમાં પામે છે. એ રીતે, આખરે, ફાયરબાખની દૃષ્ટિમાં યૌન પ્રેમ તેના નવા ધર્મના અમલનું સર્વોચ્ચ રૂપ નહિ તો સર્વોચ્ચ રૂપોમાંનું એક બની રહે છે.

માનવ હસ્તીઓ વચ્ચે, અને ખાસ કરીને નર અને નારી એ બે જાતિઓ વચ્ચે, હેતપ્રત ઉપર આધારિત સંબંધોનું અસ્તિત્વ તો માનવજાતિના અસ્તિત્વ જેટલું જ જૂનું છે. ખાસ કરીને યૌન પ્રેમ છેલ્લાં આઠ સો વરસો દરમિયાન એટલો વિકાસ અને એવું સ્થાન પામ્યો છે કે જેણે તેને એ સમય દરમિયાનના સમગ્ર કાવ્યસર્જનમાં આવશ્યક કેંદ્રવર્તી બિંદુ બનાવી દીધો છે. વર્તમાન ભાવાત્મક ધર્મો રાજ્ય-નિયંત્રિત યૌન પ્રેમને, એટલે કે લગ્ન સંબંધી કાનૂનોને, ઉચ્ચતર કક્ષાની પવિત્રતા બક્ષવા પૂરતા સીમિત રહ્યા છે, અને એ બધા ધર્મો પ્રેમ અને મિત્રતામાં જરાક સરખુંયે પરિવર્તન આણ્યા વગર કાલે જ અદૃશ્ય થઈ શકે એવા છે. એ રીતે, હકીકતમાં ફ્રાંસમાં ખ્રિસ્તી ધર્મ ૧૭૯૩-૯૮નાં વર્ષોમાં એટલો પૂરેપૂરો અદૃશ્ય થઈ ગયો હતો, અને તે પણ ફાયરબાખના અર્થમાં દરમિયાનમાં અવેજીમાં કશાની જરૂર વરતાયા વગર જ અદૃશ્ય થઈ ગયો

હતો, કે નેપોલિયન તેને ફરી દાખલ કરવાનું કામ વિરોધ અને મુશ્કેલી વગર નહોતો કરી શક્યો.

ફ્રાયરબાખના આદર્શવાદમાં અહીંયાં નીચેની બાબત સમાયેલી છે: તે માનવ હસ્તીઓ વચ્ચે અન્યોન્ય વૃત્તિઓ ઉપર, જેમ કે યૌન પ્રેમ, મિત્રતા, અનુકંપા, આત્મત્યાગ, વગેરે ઉપર, આધારિત પારસ્પરિક સંબંધોને તે જેવા છે એવા, તેમને કોઈ ખાસ ધર્મ સાથે—તેની દૃષ્ટિમાં જે પણ અતીતનો હોય એવા ધર્મ સાથે—સાંકળી લીધા વગર, સ્વીકારતો જ નથી; તેને બદલે એવું કથન કરે છે કે એ સંબંધોને જ્યારે ધર્મના નામથી પવિત્રતા બક્ષવામાં આવશે ત્યારે તેઓ પોતાનું પૂરું મૂલ્ય સાધી લેશે. તેની દૃષ્ટિમાં મુખ્ય બાબત એ નથી કે એવા વિશુદ્ધ માનવીય સંબંધો અસ્તિત્વ ધરાવે છે, તેને માટે મુખ્ય બાબત તો એવી છે કે એ સંબંધોની ધારણા નવા સાચા ધર્મ તરીકે કરવામાં આવે. તેઓ પૂરું મૂલ્ય તો તેમની ઉપર ધાર્મિક મહોર લગાવી દેવામાં આવે ત્યાર પછી જ સાધવાના છે. ધર્મ શબ્દ* *religare* ** શબ્દમાંથી તારવવામાં આવ્યો છે અને તેનો મૂળ અર્થ બંધન હતો. એટલે, બે માણસ વચ્ચેનું દરેક બંધન ધર્મ બની રહે છે. આદર્શવાદી તત્ત્વજ્ઞાન છેલ્લો આશરો વ્યુત્પત્તિની એવી તરકીબોમાં લે છે. શબ્દનો અર્થ તેના વસ્તુગત ઉપયોગના ઐતિહાસિક વિકાસ મુજબ નહિ પરંતુ તેની વ્યુત્પત્તિ મુજબ કેવો છે એ બાબત મહત્ત્વની છે. એટલે યૌન પ્રેમ અને નર-નારી જાતિઓ વચ્ચેના સંબંધને દેવત્વારોપણ મારફત "ધર્મ"ની કક્ષાએ માત્ર એટલા ખાતર ચડાવી દેવામાં આવે છે કે આદર્શવાદી સ્મરણોમાં બહુ પ્રિય શબ્દ ધર્મ ભાષામાંથી અદૃશ્ય ન થઈ જાય. લૂઈ બ્લાંના વલણના પૅરિસગરા સુધારકો પાંચમા દાયકામાં બરાબર એવી જ રીતે વાતો કરતા હતા. તેઓ પણ ધર્મ વગરના માનવીની ધારણા કેવળ રાક્ષસ તરીકે જ કરી શકતા અને આપણને કહેતા: *"Donc, l'athéisme c'est votre religion!"* *** ફ્રાયરબાખ જો પ્રકૃતિની તાત્ત્વિક દૃષ્ટિએ ભૌતિકવાદી વિભાવનાના આધારે ખરા ધર્મની સ્થાપના કરવા માગતો હોય તો તેમાં આધુનિક રસાયણવિજ્ઞાનને સાચી કીમિયાગરી ગણાવી દેવા જેવી જ વાત છે. જો ધર્મ તેના ઈશ્વર વગર અસ્તિત્વમાં રહી શકે તો કીમિયાગરી પણ તેના

---

* અહીંયાં ઉલ્લેખ અંગ્રેજી શબ્દ *religion*નો છે.—સં.

** *religare*: બાંધવું.—સં.

*** "ઠીક, તો પછી નિરીશ્વરવાદ તમારો ધર્મ છે!"—સં.

પારસમણિ વગર અસ્તિત્વમાં રહી શકે. અહીંયાં ઉલ્લેખ કરીએ કે કીમિયાગરી અને ધર્મ વચ્ચે બહુ ગાઢ સંબંધ છે. પારસમણિમાં ઈશ્વરના જેવા ઘણા ગુણધર્મો હોય છે અને ખ્રિસ્તી ધર્મના સિદ્ધાંતોના વિકાસમાં આપણા યુગની પ્રથમ બે સદીઓના ઇજિપ્શ્યન-ગ્રીક કીમિયાગરોનો હાથ હતો. કોપ્પ અને બેર્થેલોટે રજૂ કરેલી સામગ્રીથી એ વાત સાબિત થઈ ચૂકી છે.

ફાયરબાખનું એવું કથન તો ચોક્કસ ખોટું જ છે કે "માનવજાતિના ગાળાઓ કેવળ ધાર્મિક પરિવર્તનોના આધારે જ નોખા પડે છે". મહાન ઐતિહાસિક વળાંકોની સાથે ધાર્મિક પરિવર્તનો તો વર્તમાન સમય સુધી અસ્તિત્વમાં રહેલા માત્ર ત્રણ વિશ્વ ધર્મોના—બૌદ્ધ ધર્મ, ખ્રિસ્તી ધર્મ, અને ઇસ્લામના—**સંબંધમાં જ થયાં** છે. આપોઆપ ઉદ્‌ભવ પામેલા પુરાણા કબીલા અને રાષ્ટ્રીય ધર્મો પલટાયા નહિ, અને કબીલા અથવા પ્રજાની સ્વતંત્રતા ખતમ થઈ ગઈ કે તરત તેમની પ્રતિકાર શક્તિ પણ તદ્દન ખતમ થઈ ગઈ. જર્મનો માટે એટલું પૂરતું હતું કે અવનતિમાં સરકતા રોમન વિશ્વ સામ્રાજ્ય સાથે તેના આર્થિક, રાજકીય તથા વૈચારિક સંજોગોને અનુરૂપ નવા ખ્રિસ્તી વિશ્વ ધર્મ સાથે સાદો સંપર્ક રાખવામાં આવે. વધારે કે ઓછે અંશે કૃત્રિમ રીતે ઉદ્‌ભવ પામેલા એ વિશ્વ ધર્મોના, ખાસ કરીને ખ્રિસ્તી ધર્મ અને ઇસ્લામના, સંબંધમાં જ આપણને જોવા મળે છે કે વધારે સામાન્ય ઐતિહાસિક આંદોલનો ધાર્મિક છાપ પામે છે. ખ્રિસ્તી ધર્મના સંબંધમાં પણ ખરેખરા સર્વસામાન્ય મહત્ત્વની ક્રાંતિઓ ઉપરની ધાર્મિક છાપ મુક્તિના મૂડીવાદી સંઘર્ષની પ્રથમ કક્ષાઓ—તેરમી સદીથી સત્તરમી સદી—પૂરતી જ સીમિત છે, અને તેના કારણમાં ફાયરબાખ માને છે તેમ માનવીઓનાં હૃદયો તથા તેમની ધાર્મિક જરૂરત નથી પરંતુ મધ્યયુગનો આખો પુરોગામી ઇતિહાસ છે, અને તેમાં ચોક્કસ ધર્મ તથા ધર્મવિદ્યા સિવાય વિચારસરણીનું બીજું કોઈ રૂપ જાણમાં નહોતું. પરંતુ અઢારમી સદીનો મૂડીદાર વર્ગ ખુદ પોતાની વિચારસરણી, પોતાની વર્ગીય સ્થિતિને અનુરૂપ વિચારસરણી, ધરાવવા જેટલો તાકાતવાન થઈ ગયો ત્યારે તેણે માત્ર ધારાકીય અને રાજકીય વિચારોને હાકલ કરીને, અને ધર્મ જેટલા પ્રમાણમાં અવરોધ બનતો હતો એટલા પ્રમાણમાં જ તેના સંબંધમાં તકલીફ લઈને, મહાન અને નિર્ણાયક ક્રાંતિ કરી, ફ્રેંચ ક્રાંતિ કરી. પરંતુ પુરાણા ધર્મના સ્થાને નવો ધર્મ સ્થાપવાનો ખ્યાલ તેને ક્યારેય ન આવ્યો. સૌ જાણે છે કે રોબેસ્પિયેરનો પ્રયત્ન કેવી રીતે નાકામયાબ થઈ ગયેલો.[24]

જેમાં આપણે રહેવાનું છે અને જે વર્ગ-વિરોધ તથા વર્ગ-શાસન ઉપર

આધારિત છે એ સમાજે બીજી માનવ હસ્તીઓ જોડે આપણા સંબંધમાં વિશુદ્ધ માનવીય લાગણીઓને આજકાલ પૂરતા પ્રમાણમાં મર્યાદિત કરી નાખી છે. એ લાગણીઓને ધર્મની કક્ષાએ ઊંચે ચડાવી દઈને હજી વધારે મર્યાદિત કરી નાખવાનું કોઈ કારણ આપણી પાસે નથી. એવી જ રીતે મહાન ઐતિહાસિક વર્ગસંઘર્ષોની સમજણ હાલના ઈતિહાસ લેખનથી, ખાસ કરીને જર્મનીમાં, ક્યારની પૂરતા પ્રમાણમાં ઢંકાઈ ગઈ છે, એટલે એ સંઘર્ષોના ઈતિહાસને ધર્મોપદેશમૂલક ઈતિહાસની ખાલી પુરવણીમાં પલટાવી નાખીને એ સમજણને તદ્દન અશક્ય દેવાની પણ બિલકુલ જરૂર નથી. અહીંયાં સ્પષ્ટ થઈ જાય છે કે આજે આપણે ફાયરબાખથી કેટલા બધા આગળ નીકળી ગયા છીએ. પ્રેમના નવા ધર્મના ગૌરવગાનમાં તેણે લખેલા "સર્વોત્તમ ફકરા" આજે વાંચી શકાય એવા બિલકુલ નથી રહ્યા.

ફાયરબાખે ગંભીર પરીક્ષણ માત્ર ખ્રિસ્તી ધર્મનું, પશ્ચિમના વિશ્વ ધર્મનું, એકેશ્વરવાદ ઉપર આધારિત ધર્મનું, કર્યું છે. તેણે સાબિત કર્યું છે કે ખ્રિસ્તી ધર્મનો ઈશ્વર માનવીનું કલ્પનાતીત પ્રતિબિંબ છે, દર્પણ બિંબ છે. પરંતુ એ ઈશ્વર પોતે જ નિષ્કર્ષણની કંટાળાજનક પ્રક્રિયાની પેદાશ છે, અગાઉના સંખ્યાબંધ કબીલા તથા રાષ્ટ્રીય ઈશ્વરોનું કેંદ્રીકૃત સારતત્ત્વ છે. એટલે, એ ઈશ્વર જેનું બિંબ છે એ માનવી પણ વાસ્તવિક માનવી નથી પરંતુ એવી જ રીતે સંખ્યાબંધ વાસ્તવિક માનવીઓનું સારતત્ત્વ છે, અમૂર્ત માનવી છે, એટલે વળી પોતે માનસિક બિંબ છે. દરેક પૃષ્ઠમાં ઇંદ્રિયનિષ્ઠતાનો, વાસ્તવિક અને મૂર્ત જગતમાં લીનતાનો, ઉપદેશ આપતો ફાયરબાખ માનવ હસ્તીઓ વચ્ચે ખાલી યૌન સંબંધો સિવાય બીજા કોઈ સંબંધોની વાત શરૂ કરે કે તરત એકદમ અમૂર્ત વલણ અપનાવી લે છે.

એ સંબંધોનું માત્ર એક જ પાસું તેને આકર્ષે છે: નૈતિકતા. તેમાં પણ, હેગેલની સરખામણીમાં ફાયરબાખની વિસ્મયજનક દરિદ્રતા ફરી આપણું ધ્યાન ખેંચે છે. હેગેલની આચારસંહિતા, અથવા નૈતિક આચરણનો સિદ્ધાંત, અધિકારના તત્ત્વજ્ઞાનમાં અંકિત છે અને તેમાં નીચેની બાબતોને આવરી લેવામાં આવી છે: ૧) અમૂર્ત અધિકાર; ૨) નૈતિકતા; અને ૩) સામાજિક આચારસંહિતા *(Sittlichkeit)* જેમાં વળી નીચે મુજબની બાબતો સામેલ છે: પરિવાર, સભ્ય સમાજ, અને રાજ્ય. અહીંયાં રૂપ જેટલું આદર્શવાદી છે એટલા જ પ્રમાણમાં અંતસ્તત્ત્વ વાસ્તવવાદી છે. તેમાં નૈતિકતા ઉપરાંત કાનૂન, અર્થકારણ, અને રાજકારણનું આખું ક્ષેત્ર સામેલ કરવામાં આવ્યું છે. ફાયરબાખની બાબતમાં

એથી સાવ ઊલટું જ છે. તે રૂપની બાબતમાં વાસ્તવવાદી છે કેમ કે તેણે આરંભ માનવીથી કર્યો છે, પરંતુ એ માનવી જે જગતમાં જીવે છે તેનો ઉલ્લેખ બિલકુલ નથી કર્યો; એટલે એ માનવી હંમેશાં પેલો અમૂર્ત માનવી જ રહે છે કે જેણે ધર્મના તત્ત્વજ્ઞાનની બાબતમાં મેદાન કબજામાં રાખ્યું હતું. એ માનવી સ્ત્રીની કૂખે જન્મેલો નથી, જાણે પતંગિયાની જેમ કોશેટામાંથી, એકેશ્વરવાદી ધર્મોના ઈશ્વરમાંથી, નીકળી આવે છે. એટલે તે ઐતિહાસક રીતે અસ્તિત્વમાં આવેલા અને ઐતિહાસિક રીતે નિર્ધારિત થયેલા વાસ્તવિક જગતમાં જીવતો નથી. એટલું ખરું કે તે બીજા માનવીઓ સાથે સંબંધ રાખે છે. પરંતુ તેઓ બધા પણ તેના જેટલા જ અમૂર્ત છે. ફ્રાયરબાખના ધર્મ-તત્ત્વજ્ઞાનમાં નર-નારીઓ હજી હતાં, પરંતુ તેની આચારસંહિતામાં તો એ છેલ્લી વિશિષ્ટતા પણ અદૃશ્ય થઈ જાય છે. ફ્રાયરબાખ લાંબાં અંતરે આવાં નિવેદનો બેશક કરે છે:

"માનવી મહેલમાં અને ઝૂંપડામાં જુદીજુદી રીતે વિચાર કરે છે."[25] "ભૂખ અને કંગાલિયતને લીધે તમારી કાયામાં દમ ન હોય તો એવી જ રીતે તમારા માથામાં, મનમાં, કે દિલમાં નૈતિકતા માટે જરાય દમ ન જ હોય."[26] "રાજકારણને આપણો ધર્મ બનાવી દેવું જોઈએ,"[27] વગેરે.

પરંતુ ફ્રાયરબાખ એ સૂક્તિઓમાંથી કશુંયે સાધવા તદ્દન અશક્ત છે. એ સૂક્તિઓ તો ઠાલાં વાક્યો જ રહે છે, અને સ્ટાર્કેને પણ એકરાર કરવો પડયો છે કે ફ્રાયરબાખ માટે રાજકારણ દુસ્તર સીમા બની રહેલું હતું અને

"તેની બાબતમાં સમાજનું વિજ્ઞાન, સમાજશાસ્ત્ર, *terra incognita* હતું."[28]

હેગેલની સરખામણીમાં તે ઇષ્ટ અને અનિષ્ટના વિરોધની છણાવટમાં પણ એટલો જ છીછરો દેખાઈ આવે છે.

હેગેલ જણાવે છે કે "'માનવી સ્વાભાવિક રીતે સારો છે' એમ કહેતી વેળા માણસ માને છે કે તે કશુંક મહાન કહી રહ્યો છે. પરંતુ માણસ ભૂલી જાય છે કે 'માનવી સ્વાભાવિક રીતે ખરાબ છે' એમ કહેતી વેળા તે કશુંક ઘણું વધારે મહાન કહી રહ્યો છે."

હેગેલની બાબતમાં અનિષ્ટ તો એવું રૂપ છે કે જેમાં ઐતિહાસિક વિકાસનું પ્રેરક બળ પોતાને પેશ કરે છે. તેમાં એવો દ્વિવિધ અર્થ છે કે એક તરફ તો દરેક નવી આગેકૂચ પુનિત ગણાતી બાબતોની વિરુદ્ધ પાપાચાર તરીકે જ, ભલે પુરાણા અને મરણોન્મુખ પરંતુ પ્રથાએ પવિત્ર બનાવી દીધેલા સંજોગોની વિરુદ્ધ બળવા તરીકે જ, આવશ્યક રીતે દેખાય છે; અને બીજી તરફ ચોક્કસ માનવીના દુષ્ટ આવેગો જ — લોભ અને સત્તાલાલસા — વર્ગ-વિરોધોના ઉગમના સમયથી ઐતિહાસિક વિકાસની કળો તરીકે કામગીરી કરતા રહ્યા છે, એ હકીકત એવી છે કે દાખલા તરીકે સામંતશાહીનો અને મૂડીદાર વર્ગનો ઇતિહાસ જેની એક જ અવિરત સાબિતી બની રહે છે. પરંતુ ફાયરબાખને નૈતિક અનિષ્ટની ઐતિહાસિક ભૂમિકાનું પરીક્ષણ કરવાનો ખ્યાલ નથી આવતો. તેને માટે તો ઇતિહાસ એવું સાવ વિચિત્ર ક્ષેત્ર છે કે જેમાં તેને અકળામણ થાય છે. તેની ઉક્તિ પણ:

> "માનવી મૂળ રૂપે પ્રકૃતિમાંથી ઉદ્‌ભવ પામ્યો ત્યારે માનવી નહોતો, ખાલી પ્રકૃતિનો એક જીવ જ હતો. માનવી તો માનવીની, સંસ્કૃતિની, ઇતિહાસની, પેદાશ છે."[29]

— તેની બાબતમાં એ ઉક્તિ પણ તદ્દન વાંઝણી જ રહે છે.

એટલે ફાયરબાખ આપણને નીતિમત્તા વિશે જે કંઈ જણાવે છે તે સાવ નજીવું છે. સુખની ઉત્સુકતા માનવીમાં કુદરતી રીતે હોય છે એટલે તે સમગ્ર નૈતિકતાનો આધાર બની રહેવી જોઈએ. પરંતુ સુખની ઉત્સુકતા બેવડા સુધારાના અંકુશમાં હોય છે. એક તો આપણાં કૃત્યોનાં સ્વાભાવિક પરિણામો: મદ્યસેવન પછી નશો આવે, રોજના અતિરેક પછી બીમારી આવે. આને બીજી વાત આપણાં કૃત્યોનાં સામાજિક પરિણામોની છે: જો આપણે બીજા લોકોની એવી જ સુખની ઉત્સુકતાને માન્ય ન કરીએ તો તેઓ પોતાનો બચાવ કરે અને એ રીતે આપણી સુખની ઉત્સુકતામાં દખલગીરી કરે. એટલે, આપણી ઉત્સુકતા સંતોષવા માટે આપણે આપણા વર્તનનાં પરિણામોની સાચી સમજણ ધરાવવાની સ્થિતિમાં હોવા જોઈએ અને બીજા લોકોને પણ સુખની કોશિશનો સમાન અધિકાર આપવો જોઈએ. આપણી પોતાની બાબતમાં તર્કસંગત આત્મ-સંયમ, અને બીજા લોકો જોડેના આપણા સંબંધોમાં પ્રેમ — ફરીફરીને પ્રેમ! — ફાયરબાખની નૈતિકતાના મૂળભૂત નિયમો એવા છે, બાકીના બધા તેમાંથી

તારવેલા છે. અને એ થોડાંક વિધાનોની નિરર્થકતા અને નિર્માલ્યતાને ફાયરબાખનાં એકદમ જુસ્સાદાર કથનો કે સ્ટાર્કેનાં એકદમ જોરદાર ગુણગાન કોઈ રીતે છુપાવી શકે એમ નથી.

કોઈ પણ વ્યક્તિ પોતાની સુખની ઉત્સુકતા પોતાનામાં જ રત રહીને તો માત્ર વિરલ અપવાદ તરીકે જ સંતોષી શકે, અને પોતાના તથા બીજા લોકોના ફાયદામાં કોઈ રીતે ન જ સંતોષી શકે. એથી ઊલટું તેમાં તો બાહ્ય જગતમાં રત રહેવાનું જરૂરી બને છે, જેમ કે પોતાની જરૂરિયાતો સંતોષવાનાં સાધનો, એટલે ખોરાક, ભિન્ન લિંગીય વ્યક્તિ, પુસ્તકો, મનોરંજન, દલીલો, પ્રવૃત્તિઓ, વપરાશની અને ઘડવાની ચીજો. ફાયરબાખની નૈતિકતા કાં તો એવી પૂર્વધારણા કરે છે કે સંતોષનાં એ સાધનો અને વસ્તુઓ દરેક વ્યક્તિને સ્વાભાવિક રીતે અપાય છે, અથવા તે કેવળ સારી શિખામણ જ આપે છે, અમલમાં ન મૂકી શકાય એવી અને એટલે એ સાધનો વગરના લોકો માટે તો એક તાંબિયા જેટલાયે મૂલ્ય વગરની શિખામણ જ આપે છે. અને ફાયરબાખ પોતે એ વાત સાફ શબ્દોમાં જણાવે છે:

> "માનવી મહેલમાં અને ઝૂંપડામાં જુદીજુદી રીતે વિચાર કરે છે."
> "ભૂખ અને કંગાલિયતને લીધે તમારી કાયામાં દમ ન હોય તો એવી જ રીતે તમારા માથામાં, મનમાં, કે દિલમાં નૈતિકતા માટે જરાય દમ ન હોય."

સુખની ઉત્સુકતા સંતોષવાના બીજા લોકોના સમાન અધિકારની બાબતમાં હાલત જરાય બહેતર છે ખરી? ફાયરબાખે એ દાવાને નિરપેક્ષ રૂપમાં, બધા સમય અને સંજોગોમાં લાગુ થતી બાબત તરીકે, પેશ કર્યો છે. પ્રાચીન યુગમાં ગુલામો અને માલિકો વચ્ચે કે મધ્યયુગમાં ખેતગુલામો અને ઉમરાવો વચ્ચે સુખની ઉત્સુકતાના સમાન અધિકારની કોઈ જાતની વાતો ક્યારેય થયેલી ખરી? શાસક વર્ગની સુખની ઉત્સુકતાનો વેદી ઉપર પીડિત વર્ગની સુખની ઉત્સુકતાનો ભોગ નિર્દયતાથી અને "કાનૂનના અધિકાર"ની રૂએ નહોતો ચડાવી દેવામાં આવ્યો? હા, તેમાં ખરેખર અનીતિ હતી, પરંતુ આજકાલ તો અધિકારોની સમાનતાને માન્ય કરવામાં આવે છે. મૂડીદાર વર્ગને સામંતશાહી સામેની લડાઈમાં, અને મૂડીવાદી ઉત્પાદનના વિકાસના હિતમાં, દરજ્જાને લગતા બધા વિશેષાધિકારો, એટલે વ્યક્તિગત વિશેષાધિકારો, નાબૂદ કરી નાખવા પડયા

તથા પહેલાં વૈયક્તિક કાનૂનમાં અને પછી ધીરે ધીરે સાર્વજનિક કાનૂનમાં પણ કાનૂન સમક્ષ બધી વ્યક્તિઓની સમાનતા દાખલ કરવી પડી ત્યારથી અને એટલા પ્રમાણમાં શબ્દોમાં માન્ય કરવામાં આવે છે. પરંતુ સુખની ઉત્સુકતા આદર્શ અધિકારોના આધારે માત્ર નજીવા પ્રમાણમાં ખીલે છે. તે સૌથી વધારે પ્રમાણમાં તો ભૌતિક સાધનોના આધારે જ ખીલે છે, અને મૂડીવાદી ઉત્પાદન એવી ખાતરી ઊભી કરવાની તકેદારી રાખે છે કે સમાન અધિકારો ધરાવનારાઓની મોટી બહુસંખ્યાને માત્ર હયાતી ટકાવી રાખવા માટે આવશ્યક હોય એટલું જ મળે. એટલે, બહુસંખ્યાના સુખની ઉત્સુકતાના સમાન અધિકારને મૂડીવાદી ઉત્પાદનમાં મળતી માન્યતા ગુલામી કે ખેતીગુલામીની પ્રથામાં મળેલી માન્યતાથી ખરેખર વધારે કોઈ રીતે હોય તો જરાક જ વધારે છે. અને સુખનાં માનસિક સાધનોની, શૈક્ષણિક સાધનોની, બાબતમાં આપણી હાલત બહેતર છે ખરી? "સાદોવાનો સ્કૂલમાસ્તર"[30] પણ શું કાલ્પનિક વ્યક્તિ નથી?

વધુ. નીતિમત્તાના સંબંધમાં ફ્રાયરબાખના સિદ્ધાંત મુજબ તો શૅરબજાર નૈતિક આચરણનું શ્રેષ્ઠ મંદિર છે, પરંતુ એટલું માની લેવામાં આવે તો જ કે માણસ હંમેશાં સારો સટ્ટો કરે. મારી સુખની ઉત્સુકતા મને શૅરબજારમાં લઈ જાય અને હું ત્યાં મારાં કૃત્યોનાં પરિણામોનો સાચો અંદાજ લગાવું કે જેથી માત્ર મનગમતાં પરિણામો જ આવે અને કશા ગેરફાયદા ન થાય, એટલે કે હું હંમેશાં જીતું, તો હું ફ્રાયરબાખના ઉપદેશને સાર્થક કરું. વધુમાં, એથી હું બીજા માણસના સુખની કોશિશના સમાન અધિકારમાં કશી દખલગીરી ન કરું કેમ કે એ બીજો માણસ પણ મારી જેમ જ આપમરજીએ શૅરબજારમાં ગયો હોય અને સટ્ટાનો સોદો કરવામાં તે પણ મારી જેમ જ પોતાની સુખની ઉત્સુકતાને પગલે પગલે ચાલ્યો હોય. તે પોતાના પૈસા ખોઈ બેસે તો તેનું કૃત્ય તેના ગલત અંદાજને કારણે હકીકતમાં અનૈતિક સાબિત થઈ જાય છે, અને તે જેવી સજાને લાયક હતો એવી સજા મેં તેને કરી હોવાથી હું આધુનિક રાદામાન્થૂસની[31] જેમ ગર્વમાં મારી છાતી ફુલાવવાની મોજ પણ માણી શકું. પ્રેમ ખાલી વેવલો શબ્દાલંકાર ન હોવાથી શૅરબજારમાં તેની આણ પણ ફેલાયેલી હોય છે કેમ કે દરેક માણસ પોતાની સુખની ઉત્સુકતાની તુષ્ટિ બીજા લોકોમાં પામે છે, અને પ્રેમને બરાબર એ જ સાધવાનું હોય છે તથા અમલમાં તે એવી રીતે કામગીરી કરે છે. હું જો મારી કામગીરીઓનાં પરિણામોની ખરી પૂર્વદૃષ્ટિના આધારે, અને એટલે સફળતાથી, જુગાર રમું તો ફ્રાયરબાખપંથી નૈતિકતાના કડકમાં કડક આદેશોનું પાલન કરું, અને લટકામાં ધનવાન માણસ પણ બની

જાઉં. બીજા શબ્દોમાં કહીએ તો ફાયરબાખની નૈતિકતા બરાબર આધુનિક મૂડીવાદી સમાજની રીત મુજબ જ વેતરવામાં આવેલી છે, પછી ફાયરબાખની પોતાની મુરાદ કે કલ્પના ભલે એવી જરાય ન હોય.

પરંતુ પ્રેમ!—હા, ફાયરબાખની બાબતમાં પ્રેમ તો દરેક ઠેકાણે અને બધો વખત એવો ચમત્કારી ઈશ્વર છે કે જે અમલી જિંદગીની બધી મુશ્કેલીઓને પહોંચી વળવામાં—અને તે પણ પરસ્પર તદ્દન વિરોધી હિતો ધરાવતા વર્ગોમાં વિભાજિત સમાજમાં—મદગાર બને. એ બિંદુએ તેના તત્ત્વજ્ઞાનમાંથી ક્રાંતિકારી રૂપલક્ષણોનો છેલ્લો અવશેષ અદૃશ્ય થઈ જાય છે, બાકી રહે છે માત્ર પુરાણો કાંટ: એકબીજાને પ્રેમ કરો—લિંગના કે દરજ્જાના તફાવતોને જરાય લક્ષમાં લીધા વગર એકબીજાને આલિંગનમાં ભીડી લો—સુમેળની સાર્વત્રિક રેલમછેલ!

ટૂંકમાં, નીતિમત્તાના સંબંધમાં ફાયરબાખપંથી સિદ્ધાંતની સ્થિતિ પણ તેના બધા પુરોગામી સિદ્ધાંતો જેવી જ થઈ જાય છે. તેને એવી રીતે ઘડવામાં આવ્યો છે કે તે બધા ગાળાઓમાં, બધી પ્રજાઓને, અને બધા સંજોગોમાં માફક આવે, અને ચોક્કસ એ કારણે જ તે કદી અને ક્યાંય લાગુ થઈ શકે એવો નથી. વાસ્તવિક જગતના સંબંધમાં તે કાંટના સ્પષ્ટ આદેશ જેટલો જ નાકૌવત રહે છે. વાસ્તવિકતામાં તો દરેક વર્ગ, દરેક વ્યવસાય પણ, પોતાની આગવી નૈતિકતા ધરાવતો હોય છે, અને જ્યારે જ્યારે શક્ય હોય ત્યારે ત્યારે તેનો પણ નિર્ભીકતાથી ભંગ કરે છે. અને જે સૌની એકતા સાધવાનો છે એ પ્રેમ યુદ્ધોમાં, ટંટાફિસાદોમાં, મુકદ્દમાઓમાં, ઘરેલુ કજિયાકંકાસોમાં, છૂટાછેડાઓમાં, અને એક માણસ તરફથી બીજા માણસના વધારેમાં વધારે શક્ય શોષણમાં વ્યક્ત થાય છે.

હવે, એવું કેવી રીતે બન્યું કે ફાયરબાખે આપેલો જોરદાર પ્રવેગ તેને પોતાને માટે આટલો નિષ્ફળ સાબિત થઈ ગયો? એવા સાદા કારણસર કે ફાયરબાખ પોતે અમૂર્તતાના—જેની તરફ તેને કટ્ટર નફરત છે તેના—ક્ષેત્રમાંથી જીવંત વાસ્તવિકતાના ક્ષેત્રમાં છટકી જવાની કોશિશ ક્યારેય નથી કરતો. તે પ્રકૃતિને અને માનવીને ઝનૂનથી વળગી રહે છે, પરંતુ તેની બાબતમાં પ્રકૃતિ અને માનવી ઠાલા શબ્દો જ રહે છે. તે આપણને વાસ્તવિક પ્રકૃતિ કે વાસ્તવિક માનવીઓ વિશે કશું ચોક્કસ જણાવવાની શક્તિ નથી ધરાવતો. પરંતુ ફાયરબાખના અમૂર્તમાંથી વાસ્તવિક જીવંત માનવીઓ સુધી તો તેમને ઈતિહાસમાં સામેલગીરો તરીકે ગણવામાં આવે ત્યારે જ પહોંચાય છે. અને ફાયરબાખે તેનો

જ પ્રતિકાર કર્યો હતો, અને એટલે ૧૮૪૮ના વર્ષનો, જેને તે સમજ્યો નહોતો એ વર્ષનો, અર્થ તેની નજરમાં કેવળ વાસ્તવિક જગત જોડેના સંબંધના ભંગ, એકાંતમાં નિવૃત્તિ, પૂરતો જ હતો. તેમાં દોષ તો ફરી જર્મનીના એ વખતના સંજોગોનો જ છે, એ સંજોગોએ તેને કંગાલ દશામાં સબડવા ધકેલી દીધો.

પરંતુ જે કદમ ફાયરબાખે ન ઉઠાવ્યું તેને ઉઠાવવાનું તો હતું જ. ફાયરબાખના નવા ધર્મનું હાર્દ બની રહેતી અમૂર્ત માનવીની પૂજાના સ્થાને વાસ્તવિક માનવીઓના તથા તેમના ઐતિહાસિક વિકાસના વિજ્ઞાનની સ્થાપના કરવાની જ હતી. ફાયરબાખની મર્યાદાઓને પાર કરીને તેના દૃષ્ટિબિંદુને અધિક વિકસાવવાનું કાર્ય માર્ક્સે ૧૮૪૫માં 'પવિત્ર પરિવાર' નામે કૃતિમાં શરૂ કર્યું હતું.

૪

સ્ટ્રાઉસ, બાઉએર, સ્ટર્નર, ફાયરબાખ—તેઓ હેગેલપંથી તત્ત્વજ્ઞાનના ફણગાઓ એટલા પ્રમાણમાં હતા કે તેમણે તત્ત્વજ્ઞાનના ક્ષેત્રને તજી નહોતું દીધું. સ્ટ્રાઉસે 'ઈસુનું જીવન' અને 'મતાંધતા' પછી રેનાનની ઢબે તત્ત્વજ્ઞાન વિશે તથા ધર્મતંત્રના ઇતિહાસ વિશે કેવળ અભ્યાસલેખો જ લખ્યા હતા. બાઉએરે ખ્રિસ્તી ધર્મની ઉત્પત્તિના ઇતિહાસના ક્ષેત્રમાં જ કંઈક સિદ્ધ કર્યું હતું, અને તેણે એ ક્ષેત્રમાં કરેલું કાર્ય મહત્ત્વનું હતું. બાકૂનિને સ્ટર્નરનું મિશ્રણ પ્રુધોં સાથે કરી નાખ્યું અને એ મિશ્રણને "અરાજકતાવાદ"નું નામ ચોંટાડી દીધું ત્યાર પછી પણ સ્ટર્નર તો એક અજાયબી જેવો જ રહ્યો હતો. એકલો ફાયરબાખ જ તત્ત્વજ્ઞાની તરીકે મહત્ત્વનો હતો. પરંતુ તત્ત્વજ્ઞાન—જેને બધાં વિશિષ્ટ વિજ્ઞાનોથી ઊંચે ઊડતું અને વિજ્ઞાનોના વિજ્ઞાન તરીકે, તેમને સાંકળી લેતા વિજ્ઞાન તરીકે, ગણાવવામાં આવતું હતું એ તત્ત્વજ્ઞાન—તેને માટે દુસ્તર અવરોધ હતું, જેને ઉલ્લંઘી ન શકાય એવો પવિત્ર બાબત હતું, પરંતુ તત્ત્વજ્ઞાની તરીકે પણ તે અધવચ્ચે અટકી ગયો હતો, નીચે ભૌતિકવાદી હતો અને ઉપર આદર્શવાદી હતો. તે હેગેલને ટીકા મારફત પતાવી નાખવાની શક્તિ નહોતો ધરાવતો, તેણે તો હેગેલને નકામો ગણીને ખાલી બાજુએ ફગાવી દીધો હતો, અને તેણે પોતે હેગેલપંથી સર્વજ્ઞાન ખજાનાની સરખામણીમાં પ્રેમના આડંબરી ધર્મ તથા નિર્માલ્ય નાકૌવત નૈતિકતાની પાર કશું ભાવાત્મક સિદ્ધ નહોતું કર્યું.

પરંતુ હેગેલપંથી સંપ્રદાયના વિઘટનમાંથી વળી બીજી એક વૃત્તિ, ખરું

સુફળ પેદા કરનારી એકમાત્ર વૃત્તિ, વિકાસ પામી. અને એ વૃત્તિ તાત્ત્વિક દૃષ્ટિએ માર્ક્સના નામ સાથે સંકળાયેલી છે.*

હેગેલપંથી તત્ત્વજ્ઞાનથી અલગ થઈ જવાની બાબતમાં અહીંયાં પણ પાછો ભૌતિકવાદી દૃષ્ટિકોણ અપનાવવાનું પરિણામ અંકિત હતું. એટલે તેને વાસ્તવિક જગતની, પ્રકૃતિ અને ઇતિહાસની, વાસ્તવિક જગતને પૂર્વકલ્પિત આદર્શવાદી તરંગોથી મુક્ત રીતે નીરખનારા દરેક માણસની સામે તે જેવું રજૂ થાય એવા વાસ્તવિક જગતની, સમજણ માટે સુસંગત બનાવી લેવામાં આવ્યો. જેનો મેળ કલ્પનાતીત આંતરસંબંધોમાં નહિ પરંતુ તેમના પોતાના આંતરસંબંધોમાં ધારવામાં આવેલી હકીકતો સાથે ન બેસાડી શકાય એવા દરેક આદર્શવાદી તરંગને બલિદાનની વેદી પર ચડાવી દેવાનો નિર્ણય નિષ્ઠુરતાથી કરવામાં આવ્યો. અને ભૌતિકવાદ એટલે એ સિવાય બીજું કશું જ નથી. પરંતુ અહીંયાં ભૌતિકવાદી દૃષ્ટિકોણને પહેલી જ વાર ખરેખર ગંભીરતાથી અપનાવવામાં આવ્યો અને બધાં સંબંધિત જ્ઞાનક્ષેત્રોમાં તેને—ઓછામાં ઓછું તેનાં મૂળભૂત લક્ષણોની બાબતમાં—સુસંગત રીતે લાગુ કરવામાં આવ્યો.

---

*અહીંયાં મને એક વ્યક્તિગત ખુલાસો કરવાની છૂટ આપવામાં આવે. એ સિદ્ધાંતમાં મારા ફાળા વિશે તાજેતરમાં ફરીફરીને ઉલ્લેખો કરવામાં આવ્યા છે, એટલે એ મુદ્દાની પતાવટ માટે અહીંયાં થોડાક શબ્દો કહેવાનું હું ભાગ્યે જ ટાળી શકું. હું ઇનકાર કરી શકું એમ નથી કે માર્ક્સની સાથે ચાળીસ વર્ષોના મારા સહયોગ પહેલાં અને દરમિયાન એ સિદ્ધાંતના પાયાઓ નાખવામાં, અને વધારે ખાસ તો તેના વિગતવાર નિરૂપણમાં, મારો અમુક સ્વતંત્ર ફાળો રહ્યો છે. પરંતુ તેના મુખ્ય મૂળભૂત સિદ્ધાંતોના મોટા ભાગનો, ખાસ કરીને અર્થશાસ્ત્ર અને ઇતિહાસના ક્ષેત્રમાં, અને સૌપ્રથમ તો તેમના જોરદાર નિરૂપણનો, યશ માર્ક્સને જાય છે. મેં જે ફાળો આપ્યો છે તેના વગર—થોડાંક વિશિષ્ટ ક્ષેત્રોમાં મારા કાર્યને બાદ કરતાં બાકીની બાબતોમાં તો ચોક્કસ—મારા વગર, માર્ક્સે બહુ સારી રીતે ચલાવી લીધું હોત. માર્ક્સે જે સિદ્ધ કર્યું છે તે હું સિદ્ધ ન જ કરી શક્યો હોત. માર્ક્સ બાકીના અમારા સૌના કરતાં ઊંચી કક્ષાએ હતા, વધારે દૂર સુધી જોઈ શકતા હતા, અને વધારે બહોળો તથા વેગીલો દૃષ્ટિકોણ લેતા હતા. માર્ક્સ તો અદ્‌ભુત પ્રતિભા ધરાવતા હતા, અમે બીજા બહુ બહુ તો શક્તિશાળી હતા. સિદ્ધાંત આજે છે એવો તેમના વગર કોઈ રીતે ન જ હોત. એટલે તે સમુચિત રીતે જ તેમનું નામ ધરાવે છે. **(એંગેલ્સની નોંધ.)**

હેગેલને ખાલી બાજુએ નહોતો મૂકી દેવામાં આવ્યો. એથી ઊલટું, ઉપર વર્ણવેલા તેના ક્રાંતિકારી પાસાથી, દ્વંદ્વાત્મક રીતથી, શરૂઆત કરવામાં આવી હતી. પરંતુ એ રીત તેના હેગેલપંથી રૂપમાં ઉપયોગમાં લઈ શકાય એમ નહોતી. હેગેલના વિચારો મુજબ દ્વંદ્વાત્મકતા વિભાવનાનો સ્વ-વિકાસ છે. નિરપેક્ષ વિભાવના સનાતન કાળથી અસ્તિત્વમાં છે — અજ્ઞાત કે ક્યાં — એટલું જ નહિ પરંતુ સમગ્ર અસ્તિત્વમાન જગતનું ખરેખરું હાર્દ પણ છે. 'તર્કશાસ્ત્ર'માં વિગતવાર છણવામાં તથા સામેલ કરવામાં આવેલી બધી પ્રારંભિક કક્ષાઓ મારફત તે પોતાનામાં વિકાસ પામે છે. પછી તે પ્રકૃતિમાં પલટાઈ જઈને "સ્વત્વાર્પણ કરી દે છે", ત્યાં ખુદ પોતાને વિશેની સભાનતા વગર, પ્રકૃતિની આવશ્યકતાના લેબાસમાં, નવા વિકાસમાંથી પસાર થાય છે અને આખરે ફરી માનવીમાં આત્મ-ચેતના તરીકે આવે છે. એ આત્મ-ચેતના ફરી ઇતિહાસમાં પોતાને અણઘડ રૂપમાંથી એટલે સુધી વિસ્તારે છે કે નિરપેક્ષ વિભાવના હેગેલપંથી તત્ત્વજ્ઞાનમાં અંતે પૂરેપૂરી નિજરૂપને પામે છે. એટલે, હેગેલના વિચારો મુજબ, પ્રકૃતિ અને ઇતિહાસમાં દેખાતો દ્વંદ્વાત્મક વિકાસ, અર્થાત્ નીચેથી ઊંચે પ્રગતિશીલ ગતિનો કારણાત્મક આંતરસંબંધ, સમગ્ર વાંકીચૂકી ગતિ અને અલ્પકાલીન પ્રતિગમનો મારફત વ્યક્ત થતો આંતરસંબંધ, તો સનાતનતામાંથી જતી, કોઈ નથી જાણતું કે ક્યાં પરંતુ ગમે તેવા સંજોગોમાં કોઈ ચિંતક માનવીય મગજથી સ્વતંત્ર રીતે જતી, વિભાવનાની સ્વ-ગતિની કેવળ નકલ *(Abklatsch)* છે. એ વૈચારિક વિકૃતિને ખતમ કરી નાખવાની હતી. અમે વિભાવનાઓની સમજણ અમારાં માથાંમાં ફરી વાર ભૌતિકવાદી દૃષ્ટિએ ગ્રહણ કરી, વાસ્તવિક વસ્તુઓને નિરપેક્ષ વિભાવનાની આ કે તે કક્ષાનાં બિંબો તરીકે ગણવાને બદલે વિભાવનાઓને વાસ્તવિક વસ્તુઓનાં બિંબો *(Abbilder)* તરીકે ગણી. એ રીતે દ્વંદ્વાત્મકતા બાહ્ય જગતની તેમ જ માનવીય ચિંતનની ગતિના સામાન્ય નિયમોનું વિજ્ઞાન બની રહી — નિયમોના બે સમુચ્ચયો સારતત્ત્વની બાબતમાં એકસરખા છે પરંતુ અભિવ્યક્તિની બાબતમાં એટલા પ્રમાણમાં નોખા પડે છે કે માનવીય ચિત્ત તેમને સભાન રીતે લાગુ કરી શકે છે પરંતુ પ્રકૃતિમાં અને હાલ સુધી મોટે ભાગે માનવીય ઇતિહાસમાં પણ એ નિયમો અભાન રીતે, બાહ્ય આવશ્યકતાના રૂપમાં, દેખાતા અકસ્માતોની અનંત હારમાળાના સંજોગોમાં, વ્યક્ત થાય છે. તેના પરિણામે વિભાવનાઓની દ્વંદ્વાત્મકતા પોતે જ બાહ્ય જગતની દ્વંદ્વાત્મક ગતિનું ખાલી સભાન પરાવર્તન બની ગઈ અને એ રીતે હેગેલની દ્વંદ્વાત્મકતાને તેના માથાના ટેકે ખડી કરી

દેવામાં આવી, અથવા એમ કહીએ કે તે માથાને ટેકે ખડી હતી તેમાંથી પલટાવીને પગને ટેકે ખડી કરવામાં આવી. અને ખરેખરી અદ્ભુત વાત છે કે વર્ષોથી અમારા કામનું સર્વોત્તમ ઓજાર અને અમારું વધારેમાં વધારે ધારદાર હથિયાર બની રહેલી એ ભૌતિકવાદી દ્વંદ્વાત્મકતાને કેવળ અમે જ નહિ પરંતુ અમારાથી અને હેગેલથીયે સ્વતંત્ર રીતે એક જર્મન કામદારે, જોસેફ ડિત્સગેને, પણ શોધી કાઢી હતી.*

એ રીતે હેગેલપંથી તત્ત્વજ્ઞાનના ક્રાંતિકારી પાસાને ફરી હાથમાં લેવામાં આવ્યું અને સાથે સાથે તેને આદર્શવાદી સાજસજાવટથી, જેના વડે હેગેલે તેનો સુસંગત અમલ અટકાવ્યો હતો એ સાજસજાવટથી, મુક્ત કરી દીધું. મહાન મૂળભૂત વિચાર કે જગતને તૈયાર **વસ્તુઓના** સંકુલ તરીકે નથી સમજવાનું પરંતુ એવી **પ્રક્રિયાઓના** સંકુલ તરીકે સમજવાનું છે કે જેમાં દેખીતી સ્થાયી વસ્તુઓ આપણાં માથાંમાં તેમનાં માનસિક બિંબોની, વિભાવનાઓની, જેમ જ અસ્તિત્વમાં આવવાના અને લય પામવાના અવિરત પરિવર્તનમાંથી પસાર થતી હોય છે; જેમાં સમગ્ર દેખીતી આકસ્મિકતા અને સમગ્ર અલ્પકાલીન પ્રતિગમન છતાં અંતે પ્રગતિશીલ વિકાસ વ્યક્ત થાય જ છે—એ મહાન મૂળભૂત વિચાર ખાસ કરીને હેગેલના સમયથી સાધારણ ચેતનામાં એટલી સર્વાંગી રીતે ઓતપ્રોત થઈ ગયો છે કે હવે આવા સામાન્ય નિરૂપણમાં તેનો વિરોધ જવલ્લે જ ક્યારેય કરવામાં આવે છે. પરંતુ એ મૂળભૂત વિચારને શબ્દોમાં સ્વીકારી લેવો અને તેને પરીક્ષણના દરેક ક્ષેત્રમાં વાસ્તવમાં વિગતવાર લાગુ કરવો એ બે નિરનિરાળી બાબતો છે. પરંતુ જો પરીક્ષણ હંમેશાં એવા દૃષ્ટિબિંદુથી શરૂ કરવામાં આવે તો આખરી ઉકેલો અને સનાતન સત્યોની માગણી સદાને માટે બંધ થઈ જાય છે; માણસ મેળવેલા જ્ઞાનની આવશ્યક મર્યાદા વિશે, તે જે સંજોગોમાં મેળવવામાં આવ્યું હોય તેના થકી પ્રભાવિત હોવાની હકીકત વિશે, હંમેશાં સભાન રહે છે. બીજી તરફ, સત્ય અને અસત્ય, ઇષ્ટ અને અનિષ્ટ, એકરૂપ અને ભિન્ન, તથા આવશ્યક અને આકસ્મિક વચ્ચેના વિરોધને,

---

* જુઓ *«Das Wesen der menschlichen Kopfarbeit, dargestellt von einem Handarbeiter»*, *Hamburg*, *Meissner*. (*«The Nature of Human Brainwork. Described by a Manual Worker»*, Hamburg, 1869.) (**એંગેલ્સની નોંધ.**)

હજી સામાન્ય પુરાણા આધિભૌતિકવાદમાં દુસ્તર વિરોધને, માણસ હવે પોતાને માથે લદાઈ જવા નથી દેતો. તેને ખબર હોય છે કે એ વિરોધમાં કેવળ સાપેક્ષ સુસંગતતા હોય છે, હાલ જેને સત્ય તરીકે માન્ય કરવામાં આવતું હોય છે તેનું એવું અપ્રગટ અસત્ય પાસું પણ હોય છે કે જે આગળ જતાં પ્રગટ થાય, જેવી રીતે હાલ જેને અસત્ય ગણવામાં આવતું હોય છે તેનું સત્ય પાસું પણ હોય છે અને એ કારણસર તેને અગાઉ સત્ય ગણાવી શકાયું હોય છે. તેને ખબર હોય છે કે જેને આવશ્યક ગણાવવામાં આવતું હોય છે તે નર્યા અકસ્માતોનું બનેલું હોય છે, અને કહેવાતું આકસ્મિક તો એવું રૂપ હોય છે કે જેની પાછળ આવશ્યકતા પોતાને છુપાવી રાખતી હોય છે—વગેરે.

પરીક્ષણ અને ચિંતનની પુરાણી રીત, જેને હેગેલે "આધિભૌતિકવાદી" ગણાવી હતી અને જેમાં **વસ્તુઓને** પ્રસ્તુત, નિયત અને સ્થાયી, ગણીને પરીક્ષવાનું પસંદ કરવામાં આવતું હતું એ રીત, જેના અવશેષો માનવીઓનાં મનમાં હજી જોરદાર ઘૂમરીઓ ખાતા રહે છે એ રીત, તેના જમાનામાં સારી પેઠે ઐતિહાસિક ઔચિત્ય ધરાવતી હતી. પ્રક્રિયાઓનું પરીક્ષણ શક્ય બને તે પહેલાં વસ્તુઓનું પરીક્ષણ કરવાનું જરૂરી હતું. અમુક વસ્તુમાં થતાં પરિવર્તનોનું નિરીક્ષણ કરી શકાય તે પહેલાં જાણી લેવાનું જરૂરી હતું કે એ વસ્તુ શું છે. પ્રકૃતિ વિજ્ઞાનના સંબંધમાં બાબત એવી હતી. વસ્તુઓને પરિપૂર્ણ ચીજો તરીકે સ્વીકારી લેતા પુરાણા આધિભૌતિકવાદનો ઉદય એવા પ્રકૃતિ વિજ્ઞાનમાંથી થયો હતો કે જે મૃત અને જીવંત વસ્તુઓનું પરીક્ષણ પરિપૂર્ણ ચીજો તરીકે કરતો હતો. પરંતુ એવા પરીક્ષણમાં જ્યારે એટલે સુધી પ્રગતિ થઈ ગઈ કે નિર્ણાયક આગેકદમ ઉઠાવવાનું, એટલે કે ખુદ પ્રકૃતિમાં એ વસ્તુઓની અંદર થતાં પરિવર્તનોનું પદ્ધતિસર પરીક્ષણ હાથમાં લેવાનું, શક્ય બની ગયું ત્યારે તત્ત્વજ્ઞાનના ક્ષેત્રમાં પણ પુરાણા આધિભૌતિકવાદની આખરી ઘડી આવી ગઈ. હકીકતમાં, પ્રકૃતિ વિજ્ઞાન ગત સદીના અંત સુધી મોટે ભાગે **સંગ્રહકારી** વિજ્ઞાન હતું, પરિપૂર્ણ વસ્તુઓનું વિજ્ઞાન હતું, પરંતુ આપણી સદીમાં તે તાત્ત્વિક દૃષ્ટિએ **પદ્ધતિકારક** વિજ્ઞાન છે, પ્રક્રિયાઓનું વિજ્ઞાન છે, એ વસ્તુઓની ઉત્પત્તિ તથા વિકાસનું તેમ જ એ બધી પ્રાકૃતિક પ્રક્રિયાઓને એક વિશાળ સમગ્રતામાં સાંકળી લેતા આંતરસંબંધનું વિજ્ઞાન છે. વનસ્પતિ અને પ્રાણી રચનાતંત્રોમાં થતી પ્રક્રિયાઓનું પરીક્ષણ કરતું શરીરક્રિયા વિજ્ઞાન, અલગ અલગ રચનાતંત્રોના સંબંધમાં અંકુરથી પરિપકવતા સુધીના વિકાસનું પરીક્ષણ કરતું ભ્રૂણ વિજ્ઞાન,

પૃથ્વીની સપાટીની ક્રમિક રચનાનું પરીક્ષણ કરતું ભૂસ્તર વિજ્ઞાન—એ બધાં વિજ્ઞાનો આપણી સદીના ફણગાઓ છે.

પરંતુ સૌપ્રથમ તો ત્રણ એવી શોધો છે કે જેણે પ્રાકૃતિક પ્રક્રિયાઓના આંતરસંબંધ વિશેનું આપણું જ્ઞાન ઝપાટાબંધ વધારવાનું શક્ય બનાવ્યું છે. એક—એવા એકમ તરીકે કોષની શોધ કે જેના ગુણન અને વિભેદનમાંથી આખી વનસ્પતિ અથવા પ્રાણી કાયા વિકસે છે, એટલે બધી ઉચ્ચતર જીવરચનાઓ એક જ સામાન્ય નિયમ મુજબ થતી હોવાનું માન્ય કરવામાં આવ્યું છે એટલું જ નહિ પરંતુ કોષની પરિવર્તન ક્ષમતામાં એવો માર્ગ પણ નિર્દેશિત છે કે જેના થકી જીવરચનાઓ પોતાની જાતિઓ બદલાવી શકે અને એ રીતે પૃથક્‌થી અધિક વિકાસ પામી શકે. બે—શક્તિના રૂપાંતરની શોધ. તેણે આપણને બતાવ્યું છે કે પ્રથમ અજૈવ પ્રકૃતિમાં પ્રચલિત કહેવાતાં બધાં બળો—ગતિમૂલક બળ અને તેની પૂરક કહેવાતી સ્થિતિમાન શક્તિ, ઉષ્ણતા, વિકિરણ (પ્રકાશ, અથવા વિકીર્ણ ઉષ્ણતા), વિદ્યુત, ચુંબકત્વ, અને રાસાયણિક શક્તિ—સાર્વત્રિક ગતિની અભિવ્યક્તિનાં વિવિધ રૂપો છે, તેઓ ચોક્કસ પ્રમાણોમાં એકબીજામાં સંચારિત થાય છે એટલે એકની જે ચોક્કસ માત્રા અદૃશ્ય થઈ જાય તેની જગ્યાએ બીજાની ચોક્કસ માત્રા પ્રગટ થાય છે અને એ રીતે પ્રકૃતિની સમગ્ર ગતિ એક રૂપમાંથી બીજા રૂપમાં રૂપાંતરની એવી અવિરત પ્રક્રિયા બની રહે છે. છેલ્લે—પહેલી વાર ડાર્વિને સંકળાયેલા રૂપમાં વિકસાવેલી સાબિતી કે આજે આપણને ચોતરફથી ઘેરીને રહેતી પ્રકૃતિની જૈવ પેદાશોનો—માનવી સહિતની પેદાશોનો—સમૂહ તો થોડાંક મૂળ એકકોષીય જંતુઓમાંથી ઉત્ક્રાંતિની લાંબી પ્રક્રિયાનું પરિણામ છે, અને એ જંતુઓનો ઉદય વળી રાસાયણિક રીતો થકી અસ્તિત્વમાં આવેલ પ્રોટોપ્લાઝમ અથવા ઍલ્બ્યુમનમાંથી થયેલો છે.

એ ત્રણ મહાન શોધો અને પ્રકૃતિ વિજ્ઞાનમાં બીજાં જબરદસ્ત આગેકદમોને કારણે આપણે એવા બિંદુએ પહોંચી ગયા છીએ કે પ્રકૃતિમાંની પ્રક્રિયાઓ વચ્ચેનો આંતરસંબંધ કેવળ વિશિષ્ટ ક્ષેત્રોમાં જ નહિ પરંતુ એ વિશિષ્ટ ક્ષેત્રો વચ્ચેનો આંતરસંબંધ સમગ્ર રૂપમાં પણ બતાવી શકીએ, અને એટલે પ્રકૃતિમાંના આંતરસંબંધનું સર્વાંગી ચિત્ર ખુદ આનુભવિક પ્રકૃતિ વિજ્ઞાન તરફથી મળેલી હકીકતો મારફત લગભગ પદ્ધતિસર રૂપમાં રજૂ કરી શકીએ. અગાઉ એવું સર્વાંગી ચિત્ર રજૂ કરવાનું કર્તવ્ય કહેવાતા પ્રાકૃતિક તત્ત્વજ્ઞાનનું હતું. તે એ કર્તવ્ય વાસ્તવિક પરંતુ હજી અજાણ્યા આંતરસંબંધોના સ્થાને આદર્શ કલ્પિત આંતરસંબંધોને મૂકીને, ખૂટતી હકીકતોની અવેજીમાં ભેજાના તુક્કાઓ ભરી

દઈને, અને ખાલી જગ્યાઓને કેવળ કલ્પનાવિહારમાં સાંકળી લઈને કરી શકતું હતું. એવી કારવાઈ દરમિયાન તેણે કેટલાય તેજસ્વી વિચારોની ધારણા કરી હતી અને કેટલીય ભાવિ શોધોના પૂર્વસંકેતો આપ્યા હતા, પરંતુ ભેગાભેગો સારી પેઠે બકવાટ પણ પેદા કર્યો હતો, અને ખરેખર એથી નિરાળી શક્યતા જ નહોતી. આજે, આપણા યુગ માટે પર્યાપ્ત "પ્રકૃતિની પદ્ધતિ" તારવવા માટે પ્રાકૃતિક વૈજ્ઞાનિક પરીક્ષણનાં પરિણામોને કેવળ દ્વંદ્વાત્મક રીતે, એટલે કે તેમના પોતાના આંતરસંબંધના અર્થમાં, સમજવાનું જરૂરી છે ત્યારે, એ આંતરસંબંધનું દ્વંદ્વાત્મક સ્વરૂપ પ્રકૃતિ વિજ્ઞાનીઓનાં અધિભૌતિકવાદી રીતે તાલીમ પામેલાં માનસોમાં પણ તેમની મરજી વિરુદ્ધ લદાઈ રહ્યું છે ત્યારે, આજે, પ્રાકૃતિક તત્ત્વજ્ઞાનનો આખરી નિકાલ થઈ ગયો છે. તેને ફરી સજીવન કરવાનો કોઈ પણ પ્રયત્ન કેવળ બિનજરૂરી જ નહિ પરંતુ **પીછેકદમ** પણ ગણાશે.

પરંતુ પ્રકૃતિની બાબતમાં જે સાચું છે, જેને અહીંયાં વિકાસની ઐતિહાસિક પ્રક્રિયા તરીકે માન્ય પણ કરવામાં આવ્યું છે, તે એવી જ રીતે સમાજના ઇતિહાસની, તેની સઘળી શાખાઓને આવરી લેતા ઇતિહાસની, તેમ જ માનવીય (તથા દિવ્ય) વસ્તુઓ સંબંધી કામગીરી કરતાં બધાં વિજ્ઞાનોની સમગ્રતાની, બાબતમાં પણ સાચું છે. અહીંયાં પણ ઇતિહાસ, અધિકાર, ધર્મ, વગેરેનું તત્ત્વજ્ઞાન ઘટનાઓમાં પ્રદર્શિત થનારા વાસ્તવિક આંતરસંબંધના સ્થાને તત્ત્વજ્ઞાનીના માનસમાં ઘડી કાઢવામાં આવેલા આંતરસંબંધને મૂકી દેવામાં સમાયેલું છે, સમગ્ર ઇતિહાસને તેમ જ તેના અલગ અલગ ભાગોને વિચારોની—અને સ્વાભાવિક રીતે હંમેશાં કેવળ તત્ત્વજ્ઞાનીના પોતાના માનીતા વિચારોની—સિદ્ધિ તરીકે સમજવામાં સમાયેલું છે. એ મુજબ, ઇતિહાસ અભાન રીતે પરંતુ આવશ્યકતાને લીધે અમુક પૂર્વનિર્ધારિત આદર્શ લક્ષ્યની દિશામાં—દાખલા તરીકે હેગેલની બાબતમાં તેના નિરપેક્ષ વિચારની સિદ્ધિની દિશામાં—કામગીરી કરતો હતો અને એ નિરપેક્ષ વિચારની દિશાનું અફર વલણ ઇતિહાસની ઘટનાઓમાં આંતરિક આંતરસંબંધ બની રહ્યું હતું. એ રીતે, વાસ્તવિક પરંતુ હજી અજ્ઞાત આંતરસંબંધના સ્થાને નવી રહસ્યમય નિયતિને—અભાન અથવા ધીરેધીરે સભાન બનતી નિયતિને—મૂકી દેવામાં આવી હતી. એટલે અહીંયાં, પ્રકૃતિના ક્ષેત્રની જેમ જ, વાસ્તવિક આંતરસંબંધોની શોધ કરીને— જે અંતે તો ગતિના સામાન્ય નિયમોની, માનવ સમાજના ઇતિહાસમાં સંચાલક નિયમો તરીકે વ્યક્ત થતા નિયમોની, શોધનું કર્તવ્ય બની રહે છે—

પેલા ઉપજાવી કાઢેલા કૃત્રિમ આંતરસંબંધોનો નિકાલ કરી નાખવાનું જરૂરી હતું.

પરંતુ પ્રકૃતિની તુલનામાં સમાજના વિકાસનો ઇતિહાસ એક મુદ્દામાં તાત્ત્વિક દૃષ્ટિએ જુદો પડે છે. પ્રકૃતિમાં — જેટલા પ્રમાણમાં આપણે પ્રકૃતિની ઉપર માનવીની પ્રતિક્રિયાને અવગણીએ એટલા પ્રમાણમાં — કેવળ પરસ્પર પ્રતિક્રિયા કરતાં અંધ અભાન માધ્યમો હોય છે, અને તેમની આંતરક્રિયામાંથી સામાન્ય નિયમની કામગીરી ચાલુ થાય છે. જે બધું બનતું હોય — સપાટી ઉપર જોઈ શકાય એવા અસંખ્ય દેખીતા અકસ્માતોમાં કે એવા અકસ્માતોની અંતર્ભૂત નિયમિતતાને સાબિત કરતાં અંતિમ પરિણામોમાં — તેમાંનું કશું સભાન રીતે વાંછિત લક્ષ્ય તરીકે નથી બનતું. એથી ઊલટું, સમાજના ઇતિહાસમાં કર્તાઓ બધા ચેતના ધરાવતા હોય છે, તેઓ વિચારણા મુજબ અથવા ભાવાવેગથી ક્રિયા કરતા, ચોક્કસ લક્ષ્યની દિશામાં કામ કરતા, માનવીઓ હોય છે; સભાન હેતુ વગર, વાંછિત લક્ષ્ય વગર, કશું નથી બનતું. પરંતુ એ તફાવત ઐતિહાસિક પરીક્ષણ માટે, ખાસ કરીને અલગ અલગ યુગો તથા ઘટનાઓના ઐતિહાસિક પરીક્ષણ માટે, મહત્ત્વનો હોવા છતાં એવી હકીકતમાં ફેરફાર ન જ કરી શકે કે ઇતિહાસના ક્રમનું સંચાલન આંતરિક સામાન્ય નિયમોથી થાય છે. અહીંયાં પણ સમગ્ર દૃષ્ટિએ જોતાં, બધી વ્યક્તિઓના સભાન રીતે વાંછિત લક્ષ્યો છતાં, સપાટી ઉપર દેખીતી રીતે અકસ્માતની બોલબાલા હોય છે. જેની વાંછના કરવામાં આવી હોય તે બને છે, પરંતુ વિરલ દાખલાઓમાં; મોટા ભાગના દાખલાઓમાં તો સંખ્યાબંધ વાંછિત લક્ષ્યો પરસ્પર આડાં આવે છે અથવા ટકરાય છે, કે પછી એ લક્ષ્યો પોતે આરંભથી જ અસાધ્ય હોય છે અથવા તેમની સિદ્ધિનાં સાધનો અપૂરતાં હોય છે. એ રીતે ઇતિહાસના ક્ષેત્રમાં અલગ અલગ વાંછનાઓ તથા અલગ અલગ કૃત્યોનાં ઘર્ષણો અભાન પ્રકૃતિના ક્ષેત્રમાં પ્રવર્તિત સ્થિતિને એકદમ મળતી આવતી હાલત પેદા કરે છે. કૃત્યોનાં લક્ષ્યો વાંછેલાં હોય છે પરંતુ કૃત્યોમાંથી વસ્તુગત રીતે આવતાં પરિણામો વાંછિત નથી હોતાં, અથવા જ્યારે વાંછિત લક્ષ્યને અનુરૂપ લાગતાં હોય ત્યારે તેમના આખરી નતીજાઓ વાંછિત નતીજાઓથી સાવ જુદા હોય છે. એ રીતે ઐતિહાસિક ઘટનાઓ સમગ્ર દૃષ્ટિએ જોતાં એવી જ રીતે અકસ્માતથી સંચાલિત દેખાય છે. પરંતુ જ્યાં સપાટી ઉપર અકસ્માતની બોલબાલા હોય છે ત્યાં હકીકતમાં તે હંમેશાં આંતરિક છૂપા નિયમોથી સંચાલિત હોય છે અને બાબત કેવળ એ નિયમોને શોધી કાઢવાની હોય છે.

માનવીઓ પોતાના ઇતિહાસનું સર્જન કરે છે, પછી તેનું પરિણામ ભલે

ગમે તેવું આવતું હોય, કેમ કે દરેક વ્યક્તિ પોતાના સભાન રીતે વાંછિત લક્ષ્યને અનુસરતી હોય છે, અને વિવિધ દિશાઓમાં કામગીરી કરતી એવી અનેક વાંછનાઓનું તેમ જ બાહ્ય જગતની ઉપર તેમની બહુવિધ અસરોનું સામાન્ય પરિણામ જ ચોક્કસ રૂપે ઇતિહાસ બની રહેતું હોય છે. એટલે તેમાં એવો સવાલ પણ છે કે અનેક વ્યક્તિઓ કેવી વાંછના કરે છે. વાંછના ભાવાવેગથી અથવા વિચારણાથી નિર્ધારિત થતી હોય છે. પરંતુ ભાવાવેગ અથવા વિચારણાનું તાત્કાલિક નિર્ધારણ કરતી કળો બહુ ભિન્ન પ્રકારોની હોય છે. તેઓ આંશિક રીતે બાહ્ય ચીજો હોય, આંશિક રીતે આદર્શ હેતુઓ, મહત્ત્વકાંક્ષા, "સત્ય અને ન્યાય સંબંધી ભાવના", અંગત ધિક્કાર, અથવા તરેહવાર નિર્ભેળ વ્યક્તિગત તરંગો પણ હોય. પરંતુ એક તરફ આપણે જોયું કે ઇતિહાસમાં ક્રિયા કરતી અનેક વ્યક્તિગત વાંછનાઓ મોટે ભાગે તો વાંછિત પરિણામોથી સાવ જુદાં — ઘણી વાર તદ્દન ઊલટાં — પરિણામો પેદા કરતી હોય છે, એટલે તેમના હેતુઓ સમગ્ર પરિણામના સંબંધમાં એવી જ રીતે માત્ર ગૌણ મહત્ત્વના હોય છે. બીજી તરફ, વધારાનો સવાલ ઊભો થાય છે: એ હેતુઓની પાછળ કયાં પ્રેરક બળો હોય છે? કર્તાઓના મગજોમાં એ હેતુઓમાં પલટાઈ જતાં ઐતિહાસિક કારણો કયાં છે?

પુરાણા ભૌતિકવાદે પોતાની સમક્ષ એ સવાલ કદી પેશ નહોતો કર્યો. એટલે ઇતિહાસના સંબંધમાં તેની વિભાવના, તે એવી વિભાવના જેટલા પ્રમાણમાં ધરાવે છે એટલા પ્રમાણમાં, તાત્ત્વિક દૃષ્ટિએ વ્યવહારલક્ષી છે; તેમાં દરેક બાબતની મુલવણી કૃત્યના હેતુઓ મુજબ કરવામાં આવે છે; તે ઇતિહાસમાં કામગીરી કરતા માનવીઓને ઉમદા અને અધમ માનવીઓમાં વિભાજિત કરી નાખે છે અને પછી જુએ છે કે સામાન્ય રીતે ઉમદા માનવીઓને છેતરવામાં આવે છે અને અધમ માનવીઓની જીત થાય છે. એટલે પુરાણા ભૌતિકવાદ માટે એવું તારણ નીકળે છે કે ઇતિહાસના અભ્યાસમાંથી બહુ બોધપ્રદ કશું મળે એમ નથી, અને આપણે માટે એવું તારણ નીકળે છે કે ઇતિહાસના ક્ષેત્રમાં પુરાણો ભૌતિકવાદ ખુદ પોતાના જ સંબંધમાં વફાદાર નથી રહેતો કેમ કે તેમાં કામગીરી કરતાં આદર્શ પ્રેરક બળોને ઘટનાઓનાં અંતિમ કારણો તરીકે ગણી લે છે, એવું પરીક્ષણ નથી કરતો કે એ બળોની પાછળ શું છે, પ્રેરક બળોનાં પ્રેરક બળો કયાં છે. અસંગતતા એવી હકીકતમાં નથી કે **આદર્શ** પ્રેરક બળોને માન્ય કરવામાં આવે છે, પરંતુ એવી હકીકતમાં છે કે પરીક્ષણને પ્રેરક બળોની પાછળ વધારે દૂર નથી લઈ જવામાં આવતું, તેમનાં હેતુમૂલક કારણો સુધી

નથી લઈ જવામાં આવતું. બીજી તરફ, ઇતિહાસના તત્ત્વજ્ઞાનમાં, ખાસ કરીને હેગેલ જેનું પ્રતિનિધિત્વ કરે છે એ તત્ત્વજ્ઞાનમાં, માન્ય કરવામાં આવે છે કે ઇતિહાસમાં કામગીરી કરતા માનવીઓના દેખીતા તેમ જ ખરેખર કાર્યરત હેતુઓ પણ ઐતિહાસિક ઘટનાઓનાં અંતિમ કારણો કોઈ રીતે નથી હોતાં, એ હેતુઓની પાછળ બીજાં હેતુ-બળો હોય છે અને તેમને શોધી કાઢવાનાં હોય છે. પરંતુ તે એ બળોને ખુદ ઇતિહાસમાં નથી શોધતું બલકે બહારથી, દાર્શનિક વિચારસરણીમાંથી, ઇતિહાસમાં લઈ આવે છે. દાખલા તરીકે હેગેલ પ્રાચીન ગ્રીસના ઇતિહાસનો ખુલાસો તેના આંતરિક આંતરસંબંધોના આધારે આપવાને બદલે ખાલી જણાવી દે છે કે તેમાં "સુંદર વિશિષ્ટતાનાં રૂપો" ઘડી કાઢવાથી, જાણે "કલાકૃતિ" સિદ્ધ કરવાથી, વધારે કશું નથી. તે એ સંબંધમાં પુરાણા ગ્રીકો વિશે ઘણુંબધું એવું કહે છે કે જે મઝાનું અને ગહન છે, પરંતુ એ હકીકત આજે આપણને, વાણીની ખાલી એક રીત જ અંકિત કરતો એવો ખુલાસો મેળવીને વાત પડતી મૂકી દેવાનો ઇનકાર કરતાં, કોઈ રીતે અટકાવતી નથી.

એટલે, જે પ્રેરક બળો ઇતિહાસમાં કામગીરી કરનારા માનવીઓના હેતુઓની પાછળ જાણ્યે કે અજાણ્યે, અને ખરેખર ઘણી ઘણી વાર તો અજાણ્યે, રહેલાં હોય છે, અને ઇતિહાસનાં વાસ્તવિક અંતિમ પ્રેરક બળો બની રહેતાં હોય છે, તેમના પરીક્ષણનો સવાલ હોય ત્યારે તે ગમે એટલી પ્રતિષ્ઠિત અલગ અલગ વ્યક્તિઓના હેતુઓનો બહુ નથી હોતો પરંતુ એવા હેતુઓનો હોય છે કે જે વિશાળ લોકસમુદાયોને, આખેઆખી પ્રજાઓને, વળી દરેક પ્રજાની અંદર લોકોના આખેઆખા વર્ગોને, ગતિમાન કરી દેતા હોય; અને તે પણ ખડની આગના જોતજોતામાં ઓલવાઈ જતા ક્ષણિક ભડકા માટે અલ્પ કાળ પૂરતા નહિ પરંતુ મહાન ઐતિહાસિક રૂપાંતરમાં પરિણમતી કાયમી કામગીરી માટે ગતિમાન કરી દેતા હોય. અહીંયાં ક્રિયાશીલ લોકસમુદાયોનાં તથા તેમના આગેવાનોનાં—કહેવાતા મહાન માનવીઓનાં—માનસોમાં સ્પષ્ટ અથવા અસ્પષ્ટ રૂપે, સીધી રીતે અથવા વૈચારિક રૂપમાં, ગૌરવ મઢેલા રૂપમાં પણ, સભાન હેતુઓ તરીકે પ્રતિબિંબિત પ્રેરક કારણોને પારખી કાઢવાં—એ જ એકમાત્ર એવો પંથ છે કે જે આપણને સમગ્ર ઇતિહાસનું તેમ જ ખાસ ગાળાઓ તથા ખાસ ભૂમિઓમાં ઇતિહાસનું સંચાલન કરતા નિયમોની દિશામાં લઈ જઈ શકે. જે કંઈ માનવીઓને ગતિમાન કરે તે બધું તેમનાં માનસોમાંથી પસાર થતું જ હોય, પરંતુ માનસમાં તે કેવું રૂપ ધારણ કરે તેનો બહુ મોટો આધાર સંજોગો

ઉપર રહેવાનો. કામદારોએ મૂડીવાદી યંત્ર ઉદ્યોગને સ્વીકારી નથી લીધો, કોઈ રીતે નહિ, જોકે તેઓ ૧૮૪૮માં રાઇન નદીને કિનારે જેવી રીતે યંત્રોના ભાંગીને ભુક્કા જ કરી નાખતા હતા એવું હવે નથી કરતા.

અગાઉના બધા ગાળાઓમાં ઇતિહાસનાં એવાં પ્રેરક કારણોનું પરીક્ષણ, એ કારણો અને તેમની અસરો વચ્ચેના જટિલ તથા છૂપા આંતરસંબંધોને લીધે, લગભગ અશક્ય હતું, પરંતુ આપણા વર્તમાન ગાળામાં એ આંતરસંબંધો એટલા સરળ બની ગયા છે કે કોયડાનો ઉકેલ શક્ય છે. મોટા પાયાના ઉદ્યોગની સ્થાપના પછી, એટલે કે ઓછામાં ઓછું ૧૮૧૫ની યુરોપી શાંતિ પછી[32], ઇંગ્લૅંડમાં કોઈ પણ માણસ માટે બાબત રહસ્ય જેવી નથી રહી કે ત્યાં આખો રાજકીય સંઘર્ષ બે વર્ગોના, જમીનદાર ઉમરાવો *(landed aristocracy)* અને મૂડીવાદીઓના *(middle class)*, સર્વોપરીતાના દાવાઓ ઉપર આધારિત સંઘર્ષની દિશામાં વળી ગયો હતો. ફ્રાંસમાં બૂર્બોં રાજવંશનું પુનરાગમન થતાં એ જ હકીકત પરખાઈ આવી હતી. પુનઃસ્થાપનાના[33] ગાળાના ઇતિહાસકારો, થિયેરીથી લઈને ગીઝો, મીને, તથા થિયેર તેનો ઉલ્લેખ મધ્યયુગ પછી સમગ્ર ફ્રેંચ ઇતિહાસની સમજણની ચાવી તરીકે કરે છે. અને ૧૮૩૦ પછી કામદાર વર્ગને, સર્વહારા વર્ગને, બન્ને દેશોમાં સત્તાના ત્રીજા હરીફ તરીકે માન્ય કરવામાં આવ્યો છે. સંજોગો એટલા સરળ બની ગયા હતા કે એ ત્રણ મહાન વર્ગોની લડાઈમાં અને તેમનાં હિતોના ઘર્ષણમાં આધુનિક ઇતિહાસના પ્રેરક બળને—ઓછામાં ઓછું બે અત્યંત ઉન્નત દેશોમાં—જોવું ન હોય તો માણસને પોતાની આંખો જાણીજોઈને બંધ કરી દેવી પડે.

પરંતુ એ વર્ગો અસ્તિત્વમાં કેવી રીતે આવ્યા? મોટી, અગાઉની સામંતી, જમીનદારી મિલકતના ઉદયને પહેલી નજરે રાજકીય કારણોસર, બળજબરીથી કબજો લેવાના પરિણામે—ઓછામાં ઓછું આરંભની કક્ષાએ—ગણાવવાનું શક્ય હોય તોપણ મૂડીદાર વર્ગ અને સર્વહારા વર્ગની બાબતમાં એમ કરવાનું શક્ય નહોતું. અહીંયાં બે મહાન વર્ગોનો ઉદય અને વિકાસ નિર્ભેળ આર્થિક કારણોમાં સાફ અને ગમ્ય રીતે દેખાતો હતો. અને એટલી જ સાફ વાત એ હતી કે જમીનદારી મિલકત અને મૂડીદાર વર્ગ વચ્ચેના સંઘર્ષમાં, તથા એટલા જ પ્રમાણમાં મૂડીદાર વર્ગ અને સર્વહારા વર્ગ વચ્ચેના સંઘર્ષમાં, પ્રથમ પહેલો સવાલ આર્થિક હિતોનો હતો, અને રાજકીય સત્તાને તો એ હિતોને આગળ ધપાવવામાં કેવળ સાધનની જ કામગીરી બજાવવાની હતી. મૂડીદાર વર્ગ અને સર્વહારા વર્ગ બન્ને આર્થિક સંજોગોના, વધારે ચોકસાઈથી કહીએ તો ઉત્પાદનની

રીતના, રૂપાંતરના પરિણામે ઉદય પામ્યા હતા. પહેલાં મંડળગત હાથકારીગરીઓમાંથી વ્યાપારમૂલક ઉત્પાદનમાં* અને પછી તેમાંથી મોટા પાયાના ઉદ્યોગમાં, વરાળ અને યાંત્રિક શક્તિ ઉપર આધારિત ઉદ્યોગમાં, રૂપાંતર એ બે વર્ગોના વિકાસમાં કારણભૂત હતું. મૂડીદાર વર્ગે ગતિમાન કરેલી ઉત્પાદક શક્તિઓ—સૌપ્રથમ તો શ્રમનું વિભાજન અને એક સામાન્ય વ્યાપારમૂલક ઉત્પાદન મથકમાં** અલગ અલગ કામગીરીના ઘણા મજૂરોનું *(Teilarbeiter)* એકત્રીકરણ—તથા એ ઉત્પાદક શક્તિઓ મારફત વિકસેલી વિનિમયની પરિસ્થિતિ અને જરૂરતો, એક ચોક્કસ કક્ષાએ પહોંચીને, ઈતિહાસે સુપરત કરેલી અને કાનૂને પુનતિ બનાવી દીધેલી ઉત્પાદનની હયાત વ્યવસ્થાના સંબંધમાં વિસંગત બની ગઈ, એટલે કે મંડળના વિશેષાધિકારોના તથા સમાજની સામંતી પદ્ધતિના સંખ્યાબંધ બીજા વ્યક્તિગત અને સ્થાનિક વિશેષાધિકારોના (જે વિશેષાધિકારો વગરના દરજ્જાઓ માટે તો એટલી બધી બેડીઓ જ બની રહેલા હતા) સંબંધમાં વિસંગત બની ગઈ. મૂડીદાર વર્ગ તરફથી પ્રતિનિધિત્વ પામતી ઉત્પાદક શક્તિઓએ સામંતી જમીનદારો તથા મંડળના કારીગરો તરફથી પ્રતિનિધિત્વ પામતી ઉત્પાદનની પદ્ધતિ સામે બંડ કર્યું. પરિણામ જાણીતું છે: સામંતી બેડીઓને તોડી નાખવામાં આવી, ઈંગ્લૅંડમાં ધીરે ધીરે, ફ્રાંસમાં એક ફટકે, જર્મનીમાં પ્રક્રિયા હજી પૂરી નથી થઈ. પરંતુ જેવી રીતે વ્યાપારમૂલક ઉત્પાદન વિકાસની એક ચોક્કસ કક્ષાએ પહોંચીને ઉત્પાદનની સામંતી પદ્ધતિ સાથે ટકરાયું હતું એવી જ રીતે હવે મોટા પાયાનો ઉદ્યોગ સામંતી પદ્ધતિના સ્થાને સ્થપાયેલી ઉત્પાદનની મૂડીવાદી પદ્ધતિ સાથે ક્યારનો ટકરાવા લાગ્યો છે. એ પદ્ધતિથી, ઉત્પાદનની મૂડીવાદી રીતની સાંકડી સીમાઓથી, જકડાઈ ગયેલો મોટા પાયાનો ઉદ્યોગ એક તરફ લોકોના વિશાળ સમુદાયનું નિરંતર વધતું જતું સર્વહારાકરણ અને બીજી તરફ વેચી ન શકાય એવી વસ્તુઓનો નિરંતર વધતો જતો રાશિ પેદા કરે છે. અત્યુત્પાદન અને લોકવ્યાપી કંગાલિયત, એકમેકનું કારણ બની રહેતી બાબતો— પરિણામ એવા બેહૂદા આંતરવિરોધમાં આવ્યું છે, અને તે ઉત્પાદનની રીતમાં પરિવર્તન મારફત ઉત્પાદક શક્તિઓની મુક્તિની હાકલ આવશ્યક રીતે કરે છે.

એટલે, આધુનિક ઈતિહાસમાં સાબિત થઈ ગયું છે કે બધા રાજકીય

---

* *Manufacture.*—સં.

** *Manufactory.*—સં.

સંઘર્ષો વર્ગસંઘર્ષો હોય છે, અને મુક્તિ માટેના બધા વર્ગસંઘર્ષો તેમના આવશ્યક રાજકીય રૂપ— કેમ કે દરેક વર્ગસંઘર્ષ રાજકીય સંઘર્ષ હોય છે—છતાં આખરે **આર્થિક** મુક્તિના સવાલની દિશામાં વળી જાય છે. એટલે ઓછામાં ઓછું અહીંયાં તો રાજ્ય—રાજકીય પદ્ધતિ— ગૌણ સ્થાને છે અને સભ્ય સમાજ—આર્થિક સંબંધોનું ક્ષેત્ર—નિર્ણાયક તત્ત્વ છે. જેને હેગેલે પણ અંજલિ અર્પણ કરી છે એ પરંપરાગત વિભાવનામાં રાજ્ય નિર્ધારક તત્ત્વ હતું અને સભ્ય સમાજ તેના થકી નિર્ધારિત તત્ત્વ હતો. દેખાવો એ બાબતને બંધબેસતા છે. જેવી રીતે કોઈ પણ અલગ માણસનાં કૃત્યોનાં પ્રેરક બળો તેના મગજમાંથી પસાર થાય જ, અને તેને ક્રિયાશીલ બનાવવા માટે તેની મંછાના હેતુઓમાં રૂપાંતરિત થઈ જાય, એવી જ રીતે સભ્ય સમાજની બધી જરૂરિયાતો પણ—પછી ગમે તે વર્ગ શાસક વર્ગના સ્થાને હોય તોયે—કાનૂનોના રૂપમાં સામાન્ય માન્યતા હાંસલ કરવા માટે રાજ્યની મંછામાંથી પસાર થાય જ. બાબતનું રૂપાત્મક પાસું, સ્વયંસ્પષ્ટ પાસું, એવું છે. પરંતુ એવો સવાલ ઊભો થાય છે કે વ્યક્તિની તેમ જ રાજ્યની એવી કેવળ રૂપાત્મક મંછાનું અંતસ્તત્ત્વ શું છે, અને એ અંતસ્તત્ત્વ શેમાંથી તારવવામાં આવે છે? બીજી કોઈ નહિ અને માત્ર એવી જ મંછા કેમ કરવામાં આવે છે? આપણે તેનું પરીક્ષણ કરીએ તો જાણવા મળે છે કે આધુનિક ઇતિહાસમાં રાજ્યની મંછા, સમગ્ર દૃષ્ટિએ જોતાં, સભ્ય સમાજની પલટાતી જરૂરતો થકી, આ કે તે વર્ગની સર્વોપરીતા થકી, આખરી પૃથક્કરણમાં ઉત્પાદક શક્તિઓ તથા વિનિમયના સંબંધોના વિકાસ થકી, નિર્ધારિત થાય છે.

જો ઉત્પાદન અને સંચારનાં વિરાટ સાધનો ધરાવતા આપણા આધુનિક યુગમાં પણ રાજ્ય સ્વતંત્ર વિકાસ પામતું સ્વતંત્ર ક્ષેત્ર નથી, પરંતુ એવું ક્ષેત્ર છે કે જેના અસ્તિત્વ તેમ જ વિકાસનો ખુલાસો આખરી પૃથક્કરણમાં સમાજના જીવનના આર્થિક સંજોગોના આધારે મળે છે, તો પછી એ બાબત અગાઉના બધા યુગોના, જેમાં માનવીના ભૌતિક જીવનનું ઉત્પાદન હજી આવાં વિપુલ સહાયક સાધનોના આધારે નહોતું ચલાવવામાં આવતું અને એટલે આવા ઉત્પાદનની આવશ્યકતાએ માનવીઓની ઉપર એથીયે વધારે વર્ચસ્વ ચલાવ્યું હોવું જોઈએ એવા યુગોના, સંબંધમાં તો એથીયે વધારે સાચી હોવી જોઈએ. જો રાજ્ય આજે મોટા ઉદ્યોગ અને રેલવેના યુગમાં પણ, સમગ્ર દૃષ્ટિએ જોતાં, ઉત્પાદનનું નિયંત્રણ કરતા વર્ગની આર્થિક જરૂરિયાતોનું કેવળ પ્રતિબિંબ, કેંદ્રિત રૂપમાં પ્રતિબિંબ, છે તો પછી એવા યુગમાં, જેમાં માનવીઓની દરેક પેઢીને પોતાના જીવનકાળનો ઘણો વધારે મોટો હિસ્સો ભૌતિક જરૂરિયાતો સંતોષવામાં

લગાવી દેવો પડતો હતો અને એટલે તે આપણી આજની સ્થિતિની સરખામણીમાં એ જરૂરિયાતો ઉપર ઘણી વધારે અવલંબિત રહેતી હતી એવા યુગમાં, તો ઘણા વધારે પ્રમાણમાં એમ રહ્યું હોવું જોઈએ. અગાઉના ગાળાઓના ઇતિહાસનું પરીક્ષણ, એવા દૃષ્ટિકોણથી હાથમાં લેવામાં આવે કે તરત, આ બાબતને અત્યંત બહોળી પુષ્ટિ મળી જાય છે. પરંતુ અહીંયાં તેની છણાવટ બેશક કરી શકાય એમ નથી.

જો રાજ્ય અને સાર્વજનિક કાનૂન આર્થિક સંબંધોથી નિર્ધારિત થતાં હોય તો વૈયક્તિક કાનૂન પણ બેશક એવી રીતે જ નિર્ધારિત થાય છે. વૈયક્તિક કાનૂન ખરેખર તાત્ત્વિક દૃષ્ટિએ તો વ્યક્તિઓ વચ્ચેના હયાત આર્થિક સંબંધોને, પ્રાપ્ત સંજોગોમાં ધોરણસરના સંબંધોને, કેવળ મંજૂરી જ આપે છે. પરંતુ જે રૂપમાં એમ બને તેમાં સારી પેઠે ફરક હોઈ શકે છે. ઇંગ્લૅંડમાં સમગ્ર રાષ્ટ્રીય વિકાસની જોડે સુસંગત રીતે જેમ બનેલું તેમ પુરાણા સામંતી કાનૂનોનાં રૂપોમાં મૂડીવાદી અંતસત્ત્વ રેડીને, હકીકતમાં સામંતી નામમાંથી સીધો મૂડીવાદી અર્થ તારવીને, તેમને મોટે ભાગે જાળવી રાખવાનું શક્ય છે. પશ્ચિમી ખંડીય યુરોપમાં બનેલું તેમ રોમન કાનૂનને, પણ્ય-ઉત્પાદક સમાજના પ્રથમ વિશ્વ કાનૂનને, સાદા પણ્ય માલિકોના (ખરીદનારાઓ અને વેચનારાઓ, દેણદારો અને લેણદારો, ઠેકાઓ, જવાબદારીઓ, વગેરે) બધા અગત્યના કાનૂનમૂલક સંબંધોનું અજોડ ઉત્કૃષ્ટ નિરૂપણ ધરાવતા કાનૂનને, પાયા તરીકે લઈ શકાય. એ દાખલામાં, હજી નિમ્ન-મૂડીવાદી અને અર્ધસામંતી સમાજને ખાતર તેને કાં તો કેવળ અદાલતી વ્યવહાર (સામાન્ય જર્મન કાનૂન) મારફત એવા સમાજની કક્ષાએ ઉતારી દઈ શકાય, અથવા કહેવાતા પ્રબુદ્ધ નીતિ-ઉપદેશક ધારાશાસ્ત્રીઓની મદદ લઈને એવી સામાજિક કક્ષાને અનુરૂપ ખાસ કાનૂન સંહિતામાં, એવા સંજોગોમાં કાનૂનમૂલક દૃષ્ટિએ પણ અનિષ્ટ બની રહેતી (દાખલા તરીકે, પ્રશિયન કાનૂન) સંહિતામાં, ગૂંથી લઈ શકાય. પરંતુ મહાન મૂડીવાદી ક્રાંતિ પછી એમ કરવામાં આવે તો ફ્રેંચ દીવાની કાનૂન સંહિતા જેવી મૂડીવાદી સમાજની ક્લાસિક સંહિતા માટે એ જ રોમન કાનૂનના આધારે ઘડાવાનું શક્ય છે. એટલે, મૂડીવાદી કાનૂનમૂલક નિયમો સમાજના આર્થિક જીવન સંજોગોને કાનૂની રૂપમાં કેવળ વ્યક્ત જ કરતા હોય તો તેઓ સંજોગો અનુસાર ઇષ્ટ અથવા અનિષ્ટ રીતે એમ કરી શકે.

રાજ્ય માનવીની ઉપર પ્રથમ વૈચારિક શક્તિ તરીકે આપણી સામે રજૂ થાય છે. સમાજ આંતરિક અને બાહ્ય હુમલાઓ સામે સહિયારાં હિતોની રક્ષા

કાજે પોતાને માટે એક સંઘટનનું સર્જન કરે છે. એ સંઘટન રાજ્ય સત્તા હોય છે. એ સંઘટન હજી તો અસ્તિત્વમાં આવ્યું જ હોય છે એટલામાં સમાજના સંબંધમાં પોતાને સ્વતંત્ર બનાવી લે છે, અને ખરેખર તે જેમ જેમ વધારે પ્રમાણમાં એક ખાસ વર્ગનું સંઘટન બને છે, વધારે પ્રમાણમાં એ વર્ગની સર્વોપરીતા સીધી રીતે લાદે છે, તેમ તેમ પોતાને સમાજથી વધારે સ્વતંત્ર બનાવે છે. શાસક વર્ગની સામે પીડિત વર્ગની લડાઈ આવશ્યક રૂપે રાજકીય લડાઈ, સૌપ્રથમ શાસક વર્ગના રાજકીય વર્ચસ્વ સામેની લડાઈ, બને છે. એ રાજકીય સંઘર્ષ અને તેના આર્થિક આધાર વચ્ચેના આંતરસંબંધની સભાનતા ઝાંખી પડી જાય છે અને સાવ ઓસરી પણ શકે છે. સામેલગીરોની બાબતમાં પૂરેપૂરા રૂપમાં એમ નથી બનતું, પરંતુ ઇતિહાસકારોની બાબતમાં લગભગ હંમેશાં બને છે. રોમન પ્રજાસત્તાકની અંદરના સંઘર્ષોનાં પ્રાચીન મૂળ વિશે માત્ર આપ્પીઆન જ આપણને સ્પષ્ટ અને અસંદિગ્ધ રીતે જણાવે છે કે આખરી પૃથક્કરણમાં સવાલ શાનો હતો—મતલબ કે જમીનદારી મિલકતનો હતો.

પરંતુ રાજ્ય એક વાર સમાજના સંબંધમાં સ્વતંત્ર શક્તિ બની જાય કે તરત જ નવી વિચારસરણી પેદા કરે છે. ખરેખર ધંધાદારી રાજકારણીઓની, સાર્વજનિક કાનૂનના સિદ્ધાંતકારો તથા વૈયક્તિક કાનૂનના ધારાશાસ્ત્રીઓની, અંદર એવું બને છે કે આર્થિક હકીકતો સાથેનું જોડાણ સાવ ખોવાઈ જાય છે. દરેક ખાસ દાખલામાં આર્થિક હકીકતોને કાનૂની મંજૂરી મેળવવા માટે ધારાકીય રૂપ લેવું પડતું હોય છે, અને, એમ કરવામાં, ચાલુ બની ચૂકેલી આખી કાનૂન પદ્ધતિ ઉપર ધ્યાન દેવું પડતું હોય છે, એટલે પરિણામ રૂપે ધારાકીય રૂપને સર્વસ્વ અને આર્થિક અંતસ્તત્ત્વને શૂન્ય બનાવી દેવામાં આવે છે. સાર્વજનિક કાનૂન અને વૈયક્તિક કાનૂનને સ્વતંત્ર ક્ષેત્રો તરીકે ગણી લેવામાં આવે છે, તેમાંથી દરેક પોતાનો સ્વતંત્ર ઐતિહાસિક વિકાસ ધરાવતું હોય છે, બધાં આંતરિક આંતરવિરોધોના સુસંગત નિવારણ થકી પદ્ધતિસર રજૂઆતની શક્તિ અને જરૂરત ધરાવતું હોય છે.

એથીયે ઉચ્ચતર વિચારસરણીઓ, એટલે કે જે ભૌતિક આર્થિક આધારથી એથીયે વધારે પ્રમાણમાં અળગી હોય એવી વિચારસરણીઓ, તત્ત્વજ્ઞાન અને ધર્મનું રૂપ લે છે. અહીંયાં વિભાવનાઓ અને તેમના અસ્તિત્વના ભૌતિક સંજોગો વચ્ચેનો આંતરસંબંધ વધારે ને વધારે જટિલ બનતો જાય છે, વચગાળાની કડીઓ થકી વધારે ને વધારે ઢંકાતો જાય છે. પરંતુ આંતરસંબંધ

અસ્તિત્વમાં હોય છે. પંદરમી સદીના મધ્ય ભાગથી શરૂ થયેલા આખા પુનર્જાગૃતિ ગાળાની જેમ જ ત્યાર પછી નવોદિત તત્ત્વજ્ઞાન પણ નગરોની, અને એટલે નગરવાસીઓની, આવશ્યક પેદાશ હતું. તેનું અંતસ્તત્ત્વ સારની દૃષ્ટિએ તો નાના અને મધ્યમ નગરવાસીઓના વિકાસને, મોટા મૂડીદારોના રૂપમાં વિકાસને, અનુરૂપ વિચારોની કેવળ દાર્શનિક અભિવ્યક્તિ જ હતું. એ બાબત ગઈ સદીના અંગ્રેજો અને ફ્રેંચોની અંદર, જે ઘણા દાખલાઓમાં જેટલા અર્થશાસ્ત્રીઓ હતા એટલા જ તત્ત્વજ્ઞાનીઓ હતા તેમની અંદર, સાફ જોવા મળે છે; અને હેગેલપંથી સંપ્રદાયના સંબંધમાં અમે એ બાબત ઉપર સાબિત કરી દીધી છે.

અમે હવે વધુમાં ધર્મની છણાવટ માત્ર સંક્ષેપમાં કરીશું કેમ કે ધર્મ ભૌતિક જીવનથી વધારેમાં વધારે અળગો સ્થિત છે અને તેનાથી અત્યંત પરકીય લાગે છે. ધર્મનો ઉદય બહુ આદિમ યુગમાં માનવીઓની પોતાની પ્રકૃતિ અને તેમની આસપાસની બાહ્ય પ્રકૃતિ વિશે તેમની ભૂલભરેલી આદિમ વિભાવનાઓમાંથી થયો હતો. પરંતુ દરેક વિચારસરણી એક વાર ઉદય પામે એટલે પ્રાપ્ત વિભાવના-સામગ્રીના જોડાણમાં વિકસે છે અને એ સામગ્રીને વધારે વિકસાવે છે, નહિતર તે વિચારસરણી ન હોય, એટલે કે વિચારોનું તેમ જ સ્વતંત્ર રીતે વિકસતી અને કેવળ પોતાના જ નિયમોને આધીન સ્વતંત્ર હસ્તીઓનું પરીક્ષણ ન હોય. જે વ્યક્તિઓનાં મસ્તકોમાં એ ચિંતન પ્રક્રિયા ચાલતી હોય છે તેમના ભૌતિક જીવન સંજોગો જ આખરી પૃથક્કરણમાં એ પ્રક્રિયાના ક્રમને નિર્ધારિત કરતા હોય છે, એ બાબત એ વ્યક્તિઓને આવશ્યક રૂપે અજાણી રહે છે કેમ કે એમ ન હોય તો સમગ્ર વિચારસરણીનો જ અંત આવી જાય. એટલે, એ મૂળ ધાર્મિક ખ્યાલો, સજાતીય પ્રજાઓના દરેક જૂથની બાબતમાં મુખ્યત્વે સમાન ખ્યાલો, જૂથ અલગ થઈ ગયા પછી દરેક પ્રજાની વિશિષ્ટ રીતે, તેને ફાળે આવતા જીવનસંજોગો મુજબ, વિકસે છે. પ્રજાઓનાં કેટલાંય જૂથોના, ખાસ કરીને આર્યોના (ભારોપીય તરીકે ઓળખાતા લોકોના), સંબંધમાં એ વિકાસની પ્રક્રિયા તુલનાત્મક પુરાણવિદ્યાએ વિગતવાર બતાવી છે. દરેક પ્રજાની અંદર એ રીતે ઘડાયેલા દેવો રાષ્ટ્રીય દેવો હતા અને તેમનું ક્ષેત્ર તેમને રક્ષવાના રાષ્ટ્રીય પ્રદેશથી જરાય વધારે વિસ્તારિત નહોતું, તેની સીમાઓની પાર બીજા દેવોની નિર્વિવાદ આણ ફેલાયેલી રહેતી. કલ્પનામાં તેમનું અસ્તિત્વ તો જ્યાં સુધી રાષ્ટ્ર અસ્તિત્વમાં રહે ત્યાં સુધી જ ચાલુ રહી શકતું, રાષ્ટ્રનું પતન થાય ત્યારે તેમનું પતન થઈ જતું. જેની ઉત્પત્તિના આર્થિક સંજોગોનું પરીક્ષણ અહીંયાં જરૂરી નથી એ રોમન વિશ્વ સામ્રાજ્યે પુરાણી પ્રજાઓનું એવું પતન આણ્યું

હતું. પુરાણા રાષ્ટ્રીય દેવોનો ક્ષય થયો, રોમનોના દેવોનો પણ ક્ષય થયો, તેઓ પણ કેવળ રોમ નગરની સાંકડી સીમાઓને જ અનુરૂપ રીતે ઘડાયેલા હતા. વિશ્વ સામ્રાજ્યમાં વિશ્વ ધર્મના સાધન વડે પુરવણી કરવાની જરૂરત, જરાક સરખીયે હદે પ્રતિષ્ઠિત બધા વિદેશી દેવોને રોમમાં તળપદી દેવોની જોડાજોડ માન્યતા અને વેદીઓ પૂરી પાડવા માટે કરવામાં આવેલા પ્રયત્નોમાં, સાફ છતી થઈ હતી. પરંતુ નવો વિશ્વ ધર્મ એવી રીતે, શહેનશાહી ફરમાન વડે, ન જ બનાવી શકાય. નવો વિશ્વ ધર્મ, ખ્રિસ્તી ધર્મ, સામાન્યીકૃત પૌર્વાત્ય અને ખાસ કરીને યહૂદી ધર્મશાસ્ત્ર તેમ જ વિકૃત ગ્રીક અને ખાસ કરીને સ્ટોઇક તત્ત્વજ્ઞાનના મિશ્રણમાંથી ક્યારનો ગુપચુપ અસ્તિત્વમાં આવી ગયો હતો. તે મૂળ કેવો દેખાતો હતો તેની શોધ મહેનતથી કરવી પડે એમ છે કારણ કે તેનું સત્તાવાર રૂપ, આપણને સુપરત થયેલું રૂપ, તો કેવળ એ જ છે કે જેમાં તે રાજ્ય ધર્મ બન્યો હતો અને નિકાયેઆની પરિષદે[34] એવા હેતુએ તેમાં અનુકૂળ ફેરફાર કર્યા હતા. ૨૫૦ વર્ષ પછી તે રાજ્ય ધર્મ બની ગયો એ હકીકતમાં પૂરતી સાબિતી મોજૂદ છે કે તે એ જમાનાના સંજોગોને અનુરૂપ ધર્મ હતો. મધ્યયુગમાં જેટલા પ્રમાણમાં સામંતશાહીનો વિકાસ થયો એટલા જ પ્રમાણમાં ખ્રિસ્તી ધર્મ તેના ધાર્મિક પ્રતિરૂપમાં, તેને અનુરૂપ સામંતી સોપાનિક વ્યવસ્થા ધરાવતા પ્રતિરૂપમાં, વિકાસ પામ્યો. અને નગરવાસીઓ સમૃદ્ધ બનવા લાગ્યા ત્યારે સામંતી કૅથોલિકવાદના વિરોધમાં પ્રોટેસ્ટંટ અપધર્મનો વિકાસ થયો. તેનો ઉદય સૌપ્રથમ દક્ષિણ ફ્રાંસમાં, ત્યાંના નગરો ચડતી કળાના ઊંચામાં ઊંચા બિંદુએ પહોંચી ગયાં ત્યારે, આલ્બીગેન્સપંથીઓમાં[35] થયો હતો. મધ્યયુગે ધર્મશાસ્ત્રની સાથે વિચારસરણીનાં બીજાં બધાં રૂપો—તત્ત્વજ્ઞાન, રાજનીતિશાસ્ત્ર, ન્યાયશાસ્ત્ર—જોડી દીધાં હતાં અને તેમને ધર્મશાસ્ત્રના પેટા વિભાગો બનાવી દીધાં હતાં. તેણે એવી રીતે દરેક સામાજિક અને રાજકીય આંદોલનને ધર્મશાસ્ત્રીય રૂપ અપનાવવાનું દબાણ કર્યું હતું. લોકસમુદાયોની લાગણીઓમાં ધર્મ રેડવામાં આવતો હતો, બીજુ બધું અળગું રાખવામાં આવતું હતું; એટલે આવેગમય આંદોલન પેદા કરવા માટે તેમનાં હિતોને ધાર્મિક સ્વાંગમાં રજૂ કરવાનું જરૂરી હતું. અને જેવી રીતે નગરવાસીઓએ શરૂઆતથી જ મિલકત વગરના નગરીય સાધારણ લોકોના, તરેહવાર દહાડિયા તથા નોકરચાકરોના, કોઈ પણ માન્ય સામાજિક દરજ્જામાં સામેલ નહોતા એવા માણસોના, ભાવિ સર્વહારા વર્ગના પુરોગામીઓના, રૂપના ઉપાંગને અસ્તિત્વમાં આણ્યું એવી જ રીતે અપધર્મ થોડા વખતમાં નગરવાસી-વિનીત અપધર્મ અને સાધારણજન-

ક્રાંતિકારી અપધર્મમાં વિભાજિત થઈ ગયો, અને તેમાંથી સાધારણજન-ક્રાંતિકારી અપધર્મ તો ખુદ નગરવાસી અપધર્મીઓની નજરમાં પણ ઘૃણાસ્પદ હતો.

પ્રોટેસ્ટંટ અપધર્મને ખતમ કરી નાખવાની અશક્યતા ઉદય પામી રહેલા નગરવાસીઓની અજેયતાને અનુરૂપ હતી. એ નગરવાસીઓ પૂરતા પ્રમાણમાં તાકાતવાન બની ગયા ત્યારે સામંતી ઉમરાવ વર્ગ સામેનો તેમનો સંઘર્ષ, ત્યાર સુધી મુખ્યત્વે સ્થાનિક સંઘર્ષ, રાષ્ટ્રીય પરિમાણો ધારણ કરવા લાગ્યો. પ્રથમ મહાન ઘટના—ધર્મ-સુધારણા નામે ઓળખાતી ઘટના—જર્મનીમાં બની. નગરવાસીઓ પોતાના ઝંડા હેઠળ બાકીના વિદ્રોહી દરજ્જાઓને—નગરોના સાધારણ લોકો, નીચલો ઉમરાવ વર્ગ, અને જમીન ખેડતા કિસાનોને—એકસૂત્રે સાંકળી લેવા માટે પૂરતા તાકાતવાન પણ નહોતા અને પૂરતા વિકસિત પણ નહોતા. શરૂઆતમાં ઉમરાવો હારી ગયા, કિસાનોએ બળવો કર્યો અને તેમાં આખા ક્રાંતિકારી સંઘર્ષનું શિખર અંકિત થયું. નગરોએ તેમને મુદ્દલ ટેકો ન આપ્યો, એ રીતે ક્રાંતિને ધર્મ-નિરપેક્ષ ઠાકોરોનાં લશ્કરોએ દબાવી દીધી. અને બધો ફાયદો એ ઠાકોરોએ ઉઠાવ્યો. ત્યારથી જર્મની ઇતિહાસમાં સ્વતંત્ર સક્રિય ભાગ લેનારા દેશોની હરોળમાંથી ત્રણ સદી માટે અદૃશ્ય થઈ જાય છે. પરંતુ જર્મન લુથરની સાથોસાથ ફ્રાંસવાસી કાલવીન આગળ આવ્યો. તેણે અસલ ફ્રેંચ તીવ્રતાથી ધર્મ-સુધારણાના મૂડીવાદી સ્વરૂપને મોખરે મૂક્યું, ચર્ચનું પ્રજાસત્તાકીકરણ અને લોકશાહીકરણ સાધ્યું. જર્મનીમાં લુથરપંથી ધર્મ-સુધારણા અવનત બની ગઈ, તેણે દેશને તદ્દન પાયમાલીમાં ધકેલી દીધો, પરંતુ કાલવીનપંથી ધર્મ-સુધારણાએ જીનિવા, હોલૅંડ, તથા સ્કોટલૅંડમાં પ્રજાસત્તાક-પંથીઓ માટે ઝંડાની કામગીરી બજાવી, હોલૅંડને સ્પેન તથા જર્મન સામ્રાજ્યથી મુક્ત કરાવ્યું, અને ઇંગ્લૅંડમાં થઈ રહેલી મૂડીવાદી ક્રાંતિના બીજા અંક માટે વૈચારિક વેશભૂષા પૂરી પાડી. અહીંયાં કાલવીનપંથે પોતાને એ જમાનાના મૂડીદાર વર્ગનાં હિતોના ખરા ધાર્મિક સ્વાંગ તરીકે પ્રમાણિત કરી દીધો, અને ૧૬૮૯માં ક્રાંતિ ઉમરાવ વર્ગના એક ભાગ અને મૂડીદાર વર્ગ વચ્ચે સમાધાનમાં પરિણમી ત્યારે તેને એ કારણસર પૂરી માન્યતા ન મળી.[36] ઇંગ્લૅંડનું રાજ્ય-ચર્ચ ફરી સ્થપાયું, પરંતુ જેમાં રાજા પોપના સ્થાને હતો એવા કૅથોલિકવાદના અગાઉના રૂપમાં નહિ, તેને બદલે જોરદાર કાલવીનીકૃત રૂપમાં. પુરાણું રાજ્ય-ચર્ચ ખુશાલ કૅથોલિક રવિવાર ઊજવતું હતું અને નિસ્તેજ કાલવીનપંથી રવિવારની સામે લડ્યું હતું. નવા મૂડીવાદીકૃત ચર્ચે કાલવીનપંથી રવિવાર દાખલ કર્યો અને તે આજ સુધી ઇંગ્લૅંડને શોભાયમાન કરતો રહ્યો છે.

ફ્રાંસમાં કાલવીનપંથી લઘુસંખ્યાને ૧૬૮૫માં દબાવી દેવામાં આવી હતી અને કાં તો કૅથોલિક બનાવી દેવામાં આવી હતી અથવા દેશમાંથી હાંકી કાઢવામાં આવી હતી.[37] પરંતુ એથી શું ફાયદો થયો? એ વખતે મુક્ત ચિંતક પિયેર બેઈલની પ્રવૃત્તિ પરાકાષ્ઠાએ પહોંચી ગઈ હતી અને ૧૬૯૪માં વોલ્ટેરનો જન્મ થઈ ગયો હતો. લૂઈ ચૌદમાનાં બળજબરીનાં પગલાંથી તો ફ્રેંચ મૂડીદાર વર્ગ માટે પોતાની ક્રાંતિ બિનધાર્મિક અને વિશિષ્ટ રાજકીય રૂપમાં, વિકસિત મૂડીદાર વર્ગને માફક એકમાત્ર રૂપમાં, પાર પાડવાનું કેવળ વધારે સરળ જ બન્યું હતું. રાષ્ટ્રીય પરિષદોમાં પ્રોટેસ્ટંટોને બદલે મુક્ત ચિંતકોએ સ્થાન લીધાં. એ રીતે ખ્રિસ્તી ધર્મ તેની અંતિમ કક્ષામાં દાખલ થયો. તે ભવિષ્યમાં કોઈ પણ પ્રગતિશીલ વર્ગની સેવા એ વર્ગની આકાંક્ષાઓના વૈચારિક પડદા તરીકે બજાવવા અશક્ત હતો. તે વધારે ને વધારે પ્રમાણમાં શાસક વર્ગોની વિશિષ્ટ સંપદા બનતો ગયો અને એ વર્ગો તેનો ઉપયોગ ખાલી શાસનના સાધન તરીકે, નીચલા વર્ગોને મર્યાદાઓમાં જકડી રાખવા માટે, કરે છે. વધુમાં, વિવિધ વર્ગોમાંથી દરેક પોતાને સમર્થક ધર્મનો ઉપયોગ કરે છે: જમીનદારી ઉમરાવ વર્ગ — કૅથોલિક જેસુઈટપંથ અથવા પ્રોટેસ્ટંટ રૂઢિચુસ્ત પંથનો; ઉદારમતવાદી અને આમૂલ પરિવર્તનવાદી મૂડીદાર વર્ગ — બુદ્ધિવાદનો; અને એથી કશો ફરક નથી પડતો કે એ સજજનો પોતે પોતપોતાના સંબંધિત ધર્મોમાં માનતા હોય કે ન માનતા હોય.

એમ આપણે જોઈએ છીએ કે — જેવી રીતે બધાં વૈચારિક ક્ષેત્રોમાં પરંપરા મોટું રૂઢિચુસ્ત પરિબળ બની રહેતી હોય છે એવી જ રીતે ધર્મ એક વાર રચાઈ જાય એટલે તેમાં જૂના જમાનાની પરંપરાગત સામગ્રી હંમેશાં સમાયેલી હોય છે. પરંતુ એ સામગ્રીમાં જે રૂપાંતરો થાય તે વર્ગ-સંબંધોમાંથી, એટલે કે એ રૂપાંતરોને અમલી બનાવનારા લોકોના આર્થિક સંબંધોમાંથી, ઉદ્ભવ પામતા હોય છે. અને અહીંયાં એટલું પૂરતું છે.

ઉપરની છણાવટમાં તો કેવળ ઇતિહાસની માર્ક્સવાદી વિભાવનાની સામાન્ય રૂપરેખા આપવાનો જ, બહુ બહુ તો થોડાંક ઉદાહરણો પણ આપવાનો જ, સવાલ હોઈ શકે. સાબિતી ખુદ ઇતિહાસમાંથી તારવવી જોઈએ, અને એ સંબંધમાં મને એટલું કહેવાની છૂટ આપવામાં આવે કે સાબિતી બીજાં લખાણોમાં પૂરતા પ્રમાણમાં રજૂ થઈ છે. જેવી રીતે પ્રકૃતિની દ્વંદ્વાત્મક વિભાવના સમગ્ર પ્રાકૃતિક તત્ત્વજ્ઞાનને બિનજરૂરી તેમ જ અશક્ય બનાવી દે છે, એવી જ રીતે આ વિભાવના ઇતિહાસના ક્ષેત્રમાં તત્ત્વજ્ઞાનનો અંત આણી દે છે.

આંતરસંબંધોને આપણાં ભેજાંમાંથી ઉપજાવી કાઢવાનો સવાલ હવે ક્યાંય રહ્યો નથી, સવાલ તો તેમને હકીકતોમાંથી શોધી કાઢવાનો છે. પ્રકૃતિ અને ઇતિહાસમાંથી હાંકી કાઢવામાં આવેલા તત્ત્વજ્ઞાન માટે માત્ર વિશુદ્ધ ચિંતનનું ક્ષેત્ર જ બાકી રહ્યું છે, જેટલા પ્રમાણમાં રહ્યું છે એટલા પ્રમાણમાં: ખુદ ચિંતન-પ્રક્રિયાના નિયમોનો સિદ્ધાંત, તર્કશાસ્ત્ર અને દ્વંદ્વવાદ.

* * *

૧૮૪૮ની ક્રાંતિ થતાં "શિક્ષિત" જર્મનીએ સિદ્ધાંતને અલવિદા કરીને અમલનું ક્ષેત્ર અપનાવી લીધું. શારીરિક મહેનત ઉપર આધારિત નાના પાયાના અને વ્યાપારમૂલક ઉત્પાદનનું સ્થાન ખરેખરા મોટા પાયાના ઉદ્યોગે લઈ લીધું. જર્મની ફરી વાર વિશ્વ બજારના મેદાનમાં આવી ગયું. નવા નાના જર્મન સામ્રાજ્યે[38] ઓછામાં ઓછું એટલું તો કર્યું કે એ વિકાસને નાનાં રાજ્યોની, સામંતશાહીના અવશેષોની, પદ્ધતિથી તેમ જ નોકરશાહી વહીવટથી અવરોધતા રહેલા અત્યંત ઘોર દુરુપયોગને નાબૂદ કરી નાખ્યો. પરંતુ જેટલા પ્રમાણમાં સટ્ટાખોરીએ શૅરબજારમાં પોતાનું મંદિર સ્થાપવા માટે તત્ત્વજ્ઞાનીના અભ્યાસને તિલાંજલિ આપી દીધી એટલા પ્રમાણમાં શિક્ષિત જર્મનીની સિદ્ધાંત સંબંધી પ્રબળ અભિરુચિ, જર્મનીની અત્યંત ઊંડી રાજકીય હીણપતના દિવસોમાં તેનું ગૌરવ અંકિત કરતી રહેલી અભિરુચિ, વિશુદ્ધ વૈજ્ઞાનિક પરીક્ષણમાંથી નીકળતું પરિણામ અમલમાં લાગુ થઈ શકે એમ છે કે નહિ અથવા પોલીસ અધિકારીઓને નારાજ કરે એમ છે કે નહિ તેની ફિકર વગર એવા પરીક્ષણની અભિરુચિ, ઓસરી ગઈ. એટલું ખરું કે સત્તાવાર જર્મન પ્રકૃતિ વિજ્ઞાને પોતાનું સ્થાન, ખાસ કરીને વિશેષીકૃત સંશોધનના ક્ષેત્રમાં, જાળવી રાખ્યું પરંતુ અમેરિકી સામયિક «*Science*»માં પણ સમુચિત રીતે જ જણાવવામાં આવ્યું છે કે વિશિષ્ટ તથ્યોના સર્વાંગી સહસંબંધના, અને તેમના સામાન્યીકરણ મારફત નિયમોની તારવણીના, ક્ષેત્રમાં નિર્ણાયક પ્રગતિ અગાઉ જર્મનીમાં સાધવામાં આવતી હતી તેને બદલે હવે ઇંગ્લૅંડમાં ઘણી વધારે સાધવામાં આવે છે. અને તત્ત્વજ્ઞાન સમેત ઐતિહાસિક વિજ્ઞાનોના ક્ષેત્રમાં કલાસિકલ તત્ત્વજ્ઞાનની સાથોસાથ સૈદ્ધાંતિક સંશોધન સંબંધી પુરાણું નિર્ભીક જોમ તદ્દન અદૃશ્ય થઈ ગયું છે. તેનું સ્થાન પોકળ સર્વસારસંગ્રહવાદે અને કારકિર્દી તથા આવકની એકદમ ભ્રષ્ટ પદલોલુપતામાં સરી પડતી સખત તાલાવેલીએ લઈ લીધું છે. એ વિજ્ઞાનોના સત્તાવાર પ્રતિનિધિઓ મૂડીદાર વર્ગના તથા હયાત રાજ્યના ઉઘાડા વિચારકો

બની ગયા છે — પરંતુ એવા સમયે કે જ્યારે મૂડીદાર વર્ગ અને હયાત રાજ્ય કામદાર વર્ગની ખુલ્લંખુલ્લી દુશ્મનાવટ કરે છે.

સિદ્ધાંત સંબંધી જર્મન અભિરુચિને માત્ર કામદાર વર્ગમાં જ બિલકુલ આંચ નથી આવી. ત્યાં તેને નાબૂદ કરી નાખવાનું શક્ય નથી. ત્યાં કારકિર્દીઓની, નફો પેદા કરવાની, અથવા ઉપરથી મહેરબાનીભરી ઓથની કશી ફિકર નથી. એથી ઊલટું, વિજ્ઞાન જેમ જેમ વધારે કઠોર અને નિષ્કામ રીતે આગળ ધપતું જાય તેમ તેમ કામદારોનાં હિતો અને આકાંક્ષાઓ જોડે વધારે સુસંગત બનતું રહે છે. સમાજના સમગ્ર ઇતિહાસની સમજણની ચાવી શ્રમના વિકાસના ઇતિહાસમાં રહેલી હોવાની હકીકતને માન્ય કરતી નવી વૃત્તિએ કામદાર વર્ગને પસંદગી આપીને કામ હાથમાં લીધું, અને તેમાં તેને એવો પ્રતિભાવ સાંપડયો કે જેને તેણે સત્તાવાર રીતે માન્ય વિજ્ઞાનમાંથી પામવાની કોશિશ પણ નહોતી કરી અને અપેક્ષા પણ નહોતી રાખી. જર્મન કામદાર વર્ગીય આંદોલન જર્મન ક્લાસિકલ તત્ત્વજ્ઞાનનું વારસદાર છે.

એંગેલ્સ દ્વારા ૧૮૮૬ના
આરંભમાં લિખિત

૧૮૮૬માં સામયિક
*«Die Neue Zeit»*ના
ચોથા અને પાંચમાં
અંકોમાં તેમ જ ૧૮૮૮માં
સ્ટુટગાર્ટમાં અલગ પુસ્તિકા
તરીકે પ્રકાશિત

## કાર્લ માર્ક્સ

### ફાયરબાખ સંબંધી થિસિસો[39]

૧

ફાયરબાખના ભૌતિકવાદ સમેત હાલ સુધી અસ્તિત્વ ધરાવતા સમગ્ર ભૌતિકવાદની મુખ્ય ખામી એવી છે કે ચીજની, વાસ્તવિકતાની, ઐંદ્રિકતાની ધારણા કેવળ **વિષયના** *(Objekt)* અથવા મનનના *(Anschauung)* રૂપમાં કરવામાં આવી છે, **માનવીય ઐંદ્રિક પ્રવૃત્તિ** તરીકે, **અમલી** તરીકે, નથી કરવામાં આવી, ભાવગત રીતે નથી કરવામાં આવી. એટલે એવું બન્યું કે ભૌતિકવાદથી ભિન્ન રીતે **સક્રિય** પાસાને આદર્શવાદે વિકસાવ્યું, પરંતુ કેવળ અમૂર્ત રીતે, કારણ કે વાસ્તવિક ઐંદ્રિક પ્રવૃત્તિ એવી પ્રવૃત્તિ તરીકે આદર્શવાદની જાણમાં બેશક નથી. ફાયરબાખ ઐંદ્રિક વસ્તુઓને ચિંતન વસ્તુઓથી ખરેખર અલગ તારવવા માગે છે, પરંતુ ખુદ માનવીય પ્રવૃત્તિની ધારણા તે વસ્તુગત *(gegenständliche)* પ્રવૃત્તિ તરીકે નથી કરતો. એટલે, 'ખ્રિસ્તી ધર્મનું સારતત્ત્વ'માં તે સૈદ્ધાંતિક વલણને જ એકમાત્ર અસલ માનવીય વલણ તરીકે ગણાવે છે, અને અમલની ધારણા તથા નિર્ધારણ કેવળ દેખાવના હલકટ-ઠગારા રૂપ તરીકે કરવામાં આવેલ છે. એટલે "ક્રાંતિકારી", "અમલી-ટીકાત્મક", પ્રવૃત્તિનું મહત્ત્વ તેને નથી સમજાતું.

૨

વસ્તુગત *(gegenständliche)* સત્યને માનવીય ચિંતનનું લક્ષણ ગણાવી શકાય કે નહિ એ સવાલ સિદ્ધાંતનો નહિ પરંતુ **અમલી** સવાલ છે. અમલમાં માનવીને તેના ચિંતનની સત્યતાની, એટલે કે વાસ્તવિકતા અને

પ્રબળતાની, આ-તરફપણાની, *(Diesseitigkeit)* સાબિતી રજૂ કરવી પડે. ચિંતનની વાસ્તવિકતા અથવા બિનવાસ્તવિકતા સંબંધી વિવાદને અમલથી અળગો પાડી દેવામાં આવે ત્યારે તે વિશુદ્ધ **વિદ્યાકીય** સવાલ જ બની રહે છે.

૩

માનવીઓ સંજોગોની અને ઉછેરની પેદાશો હોય છે, અને એટલે પરિવર્તિત માનવીઓ જુદા સંજોગોની તથા પરિવર્તિત ઉછેરની પેદાશો હોય છે, એવા ભૌતિકવાદી મતમાં ભૂલી જવામાં આવે છે કે માનવીઓ જ સંજોગોને પલટાવતા હોય છે, અને એટલે ખુદ કેળવણીકારને કેળવણીની જરૂર હોય છે. એટલે એ મત આવશ્યક રીતે જ સમાજને બે વિભાગોમાં વહેંચી નાખવાની સ્થિતિમાં પહોંચી જાય છે, અને એ બે વિભાગોમાંથી એક સમાજથી ચડિયાતો હોય છે (દાખલા તરીકે, રોબર્ટ ઓવેનની બાબતમાં).

સંજોગોના અને માનવીય પ્રવૃત્તિના પરિવર્તનના યોગને કેવળ **ક્રાંતિકારક અમલ** તરીકે જ કલ્પી અને તર્કસંગત રીતે સમજી શકાય.

૪

ફાયરબાખ ધાર્મિક આત્મ-વિયોજનની હકીકતથી, જગતનું દ્વિભાજન ધાર્મિક કાલ્પનિક જગત અને વાસ્તવિક જગતમાં કરીને, શરૂઆત કરે છે. તેનું કાર્ય ધાર્મિક જગતને તેના ભૌતિક આધારમાં વિસર્જિત કરી નાખવામાં સમાયેલું છે. તે એ હકીકતને જોવાનું ચૂકી જાય છે કે એ કાર્ય પૂરું કરી લીધા પછી મુખ્ય કામ તો હજી બાકી જ રહે છે. ભૌતિક આધાર પોતાને પોતાનાથી અળગો કરી દે છે અને વાદળોમાં સ્વતંત્ર જગત તરીકે સ્થાપી દે છે, એ હકીકતનો ખુલાસો ખરેખર તો એ ભૌતિક આધારની આંતરિક તિરાડ તથા ભીતરના આંતરવિરોધમાંથી જ મળી શકે છે. એટલે ખુદ ભૌતિક આધારને જ પહેલાં તો તેના આંતરવિરોધની દૃષ્ટિએ અને પછી અમલમાં ક્રાંતિ પામતા આંતરવિરોધના નિરાકરણની દૃષ્ટિએ સમજવો જોઈએ. એ રીતે, દાખલા તરીકે, ઐહિક પરિવારને પવિત્ર પરિવારના રહસ્ય તરીકે પારખી કાઢવામાં આવે એટલે ખુદ ઐહિક પરિવારને જ સિદ્ધાંતમાં ટીકાનો ભોગ બનાવવો જોઈએ અને અમલમાં ક્રાંતિકારી રીતે પલટાવી નાખવો જોઈએ.

૫

**અમૂર્ત ચિંતનથી** સંતોષ ન પામતો ફ્રાયરબાખ **ઐંદ્રિક મનનને** અપીલ કરે છે, પરંતુ ઐંદ્રિકતાની ધારણા **અમલી** માનવીય-ઐંદ્રિક પ્રવૃત્તિ તરીકે નથી કરતો.

૬

ફ્રાયરબાખ ધાર્મિક સારતત્ત્વનો ઉકેલ **માનવીય** સારતત્ત્વમાં કાઢે છે. પરંતુ માનવીય સારતત્ત્વ કંઈ દરેક અલગ વ્યક્તિમાં અંતર્ભૂત સારતત્ત્વ નથી હોતું. તેના વાસ્તવિક રૂપમાં તે સામાજિક સંબંધોનું સંયોજન હોય છે

એ ખરા સારતત્ત્વની ટીકા હાથમાં ન લેતા ફ્રાયરબાખને એટલે

૧. ધાર્મિક લાગણીને *(Gemüt)* ઐતિહાસિક પ્રક્રિયામાંથી અળગી ખેંચી લેવી પડે છે તથા કશાક સ્વતંત્ર તરીકે નિર્ધારિત કરવી પડે છે અને અમૂર્ત—**એકલ**—માનવીય વ્યક્તિની ધારણા કરવી પડે છે.

૨. તેની દૃષ્ટિએ જોતાં માનવીય સારતત્ત્વને કેવળ એક "જાતિ" તરીકે જ, ઘણી વ્યક્તિઓને ખાલી **કુદરતી** રીતે સાંકળી લેતી મૂક આંતરિક સામાન્યતા તરીકે જ, સમજી શકાય.

૭

પરિણામે ફ્રાયરબાખને દેખાતું નથી કે ખુદ "ધાર્મિક લાગણી" **સામાજિક પેદાશ** છે, અને તે જેનું પૃથક્કરણ કરે છે એ અમૂર્ત વ્યક્તિ ચોક્કસ રૂપના સમાજની વ્યક્તિ હોય છે.

૮

સામાજિક જીવન આવશ્યક રીતે **અમલી** હોય છે. સિદ્ધાંતને ખોટી રીતે રહસ્યવાદની દિશામાં લઈ જતાં બધાં રહસ્યોનો તર્કસંગત ઉકેલ માનવીય અમલમાં અને એ અમલની સમજણમાં મળે છે.

૯

**મનનમૂલક** ભૌતિકવાદે, એટલે કે ઐંદ્રિકતાને અમલી પ્રવૃત્તિ તરીકે ન સમજતા ભૌતિકવાદે, સિદ્ધ કરેલું સર્વોચ્ચ બિંદુ "સભ્ય સમાજમાં" અલગ અલગ વ્યક્તિઓના મનનનું છે.

૧૦

પુરાણા ભૌતિકવાદનું દૃષ્ટિબિંદુ **"સભ્ય"** સમાજ છે, નૂતન ભૌતિકવાદનું દૃષ્ટિબિંદુ **માનવીય** સમાજ અથવા સમાજીકૃત માનવજાતિ છે.

૧૧

તત્ત્વજ્ઞાનીઓએ વિવિધ રીતે જગતનું કેવળ **અર્થઘટન** કર્યું છે. પરંતુ મુદ્દો તો તેને **પલટાવી નાખવાનો** છે.

૧૮૪૫ની વસંતમાં લિખિત

પહેલી વાર ૧૮૮૮માં ઍંગેલ્સની કૃતિ 'લુડવિગ ફાયરબાખ અને કલાસિકલ જર્મન તત્ત્વજ્ઞાનનો અંત'ની અલગ આવૃત્તિના પરિશિષ્ટ તરીકે પ્રકાશિત

[1] અહીંયાં નિર્દેશ «*The German Ideology*» તરફ છે. તેની રચના માર્ક્સ અને એંગેલ્સે ૧૮૪૫-૪૬ દરમિયાન કરી હતી. — પૃ. ૫

[2] **ઝંઝાવાત અને તણાવ** *(Sturm und Drang) (Storm and Stress)*: અઢારમી સદીના આઠમા અને નવમા દાયકામાં જર્મનીમાં સાહિત્યિક અને સામાજિક આંદોલન. એ આંદોલન યુવાન જર્મન લેખકોએ સામંતી આપખુદશાહીની પદ્ધતિના વિરોધમાં શરૂ કર્યું હતું. — પૃ. ૬

[3] C. N. Starcke, «*Ludwig Feuerbach*», Stuttgart, 1885. — પૃ. ૬

[4] «*Die Neue Zeit*» («*The New Times*») ('નવયુગ'): જર્મન સામાજિક-લોકશાહીવાદી આંદોલનનું સૈદ્ધાંતિક સામયિક, ૧૮૮૩થી ૧૯૨૩ દરમિયાન સ્ટુટગાર્ટમાં પ્રકાશિત. તેમાં ૧૮૮૫થી ૧૮૯૫ દરમિયાન એંગેલ્સના કેટલાક લેખો પ્રગટ થયા હતા. — પૃ. ૬

[5] જુઓ ટિપ્પણી નં. ૧. — પૃ. ૬

[6] **બાસ્ટીલ** — ચૌદમી સદીમાં બંધાયેલો પૅરિસનો એક કિલ્લો, પંદરમી સદીમાં કારાવાસ. મહાન ફ્રેંચ ક્રાંતિ પછી એ કિલ્લાને તોડી નાખવામાં આવ્યો હતો. — પૃ. ૭

[7] એંગેલ્સનો નિર્દેશ જર્મન દાર્શનિક ક્રાંતિના સંબંધમાં હાઇનેના વિચારો તરફ છે. એ વિચારો હાઇને લિખિત «*Zur Geschichte der Religion und Philosophie in Deutschland*» («*On the History of Religion and Philosophy in Germany*») ('જર્મનીમાં ધર્મ અને તત્ત્વજ્ઞાનના ઇતિહાસ વિશે') નામે રેખાચિત્રોમાં રજૂ થયા હતા. હાઇનેએ એવો વિચાર પેશ કર્યો

હતો કે જર્મન દાર્શનિક ક્રાંતિ, જેના સમાપનની કક્ષા હેગેલના તત્ત્વજ્ઞાનમાં હતી એ ક્રાંતિ, જર્મનીની આગામી લોકશાહીવાદી ક્રાંતિના પૂર્વરંગને અંકિત કરતી હતી. — પૃ. ૮

[8] હેગેલની «*Grundlinien der Philosophie des Rechts*». Vorrede («*Principles of the Philosophy of Right*». Preface) ('અધિકારના તત્ત્વજ્ઞાનના સિદ્ધાંતો'. પ્રસ્તાવના) નામે કૃતિના અવતરણનો ભાવાર્થ. એ કૃતિ પહેલી વાર ૧૮૨૧માં બર્લિનમાં પ્રકાશિત થઈ હતી. — પૃ. ૮

[9] **ઝ્યૂસ** — ગ્રીક પુરાણકથાઓનો સર્વોપરી દેવ, માનવીઓ અને દેવોનો અધિપતિ. તેનું સ્થાન ઓલિમ્પ પર્વતમાં (પવિત્ર પર્વતમાં) હતું. તેના ઉપરથી તેનું નામ ઓલિમ્પનો ઝ્યૂસ પડ્યું હતું. — પૃ. ૧૨

[10] **ધર્માત્મવાદ** *Pietism* (લૅટિન શબ્દ *pietas* એટલે અનુકંપા ઉપરથી) — સત્તરમી સદીના અંતમાં અને અઢારમી સદીના પૂર્વાર્ધમાં પશ્ચિમ યુરોપી પ્રોટેસ્ટંટોની અંદર ધાર્મિક અને રહસ્યવાદી સુધારકોના આંદોલનને આપવામાં આવેલું નામ. એ આંદોલને બાહ્ય ધર્મક્રિયાને નકારીને ધર્મને વધારે ગહન બનાવવાની હાકલ કરી હતી. — પૃ. ૧૪

[11] «*Deutsche Jahrbücher für Wissenschaft und Kunst*» («*German Annuals of Science and Art*») ('વિજ્ઞાન અને કલાનાં જર્મન વાર્ષિકો'): યુવાન હેગેલપંથીઓનું મુખપત્ર, આર્નોલ્ડ રુગે તરફથી સંપાદિત અને લાઇપઝિગમાં ૧૮૪૧થી ૧૮૪૩ સુધી પ્રકાશિત. — પૃ. ૧૫

[12] «*Rheinische Zeitung für Politik, Handel und Gewerbe*» («*Rhenish Newspaper on Questions of Politics, Trade and Industry*») ('રાજકારણ, વ્યાપાર, અને ઉદ્યોગના સવાલો વિશેનું રાઇનિશે અખબાર'): ૧૮૪૨ના જાન્યુઆરીની પહેલી તારીખથી ૧૮૪૩ના માર્ચની ૩૧મી તારીખ સુધી કોલોનમાં પ્રકાશિત દૈનિક. તેની સ્થાપના પ્રશિયન આપખુદશાહીના વિરોધી રાઇનિશ મૂડીદાર વર્ગે કરી હતી. તેના લેખકોમાં કેટલાક યુવાન હેગેલપંથીઓ સામેલ હતા. માર્ક્સે તેમાં લખવાનું ૧૮૪૨ના એપ્રિલમાં શરૂ કર્યું હતું અને એ જ વર્ષના ઑક્ટોબરમાં તેના સંપાદકોમાં સ્થાન લીધું હતું. સરકાર તરફથી કડક સેન્સરશિપનો ભોગ બનાવવામાં આવેલું એ અખબાર થોડા વખતમાં બંધ થઈ ગયું હતું. — પૃ. ૧૫

[13] ઍંગેલ્સનો નિર્દેશ માક્સ સ્ટર્નરની કૃતિ «*Der Einzige und sein Eingenthum*» («*The Unique and His Property*») તરફ છે. તેનું પ્રકાશન ૧૮૪૫માં લાઇપઝિગમાં થયું હતું. — પૃ. ૧૫

[14] ફાયરબાખની કૃતિ «*Das Wesen des Christenthums*» («*Essence of Christianity*») ('ખ્રિસ્તી ધર્મનું સારતત્ત્વ') ૧૮૪૧ માં લાઇપઝિગમાં પ્રગટ થઈ હતી. — પૃ. ૧૬

[15] **"સાચો સમાજવાદ"** — નિમ્ન-મૂડીવાદી સમાજવાદનાં રૂપોમાંનું એક. તે ૧૯મી સદીના પાંચમા દાયકામાં જર્મનીમાં પ્રચલિત હતું. "સાચા સમાજવાદીઓ" જર્મનીમાં મૂડીવાદી-લોકશાહીવાદી ક્રાંતિની જરૂરતને નકારતા હતા અને સમાજવાદના વિચારોને બદલે પ્રેમ અને બંધુભાવનો લાગણીમય પ્રચાર કરતા હતા.

તેઓ બધા વર્ગો વચ્ચે સુમેળ સ્થાપવા માગતા હતા, કામદારોને નાના ઉત્પાદકો બનાવી દેવા માગતા હતા, અને સંઘર્ષની ક્રાંતિકારી રીતોનો વિરોધ કરતા હતા. — પૃ. ૧૬

[16] અહીંયાં નિર્દેશિત ગ્રહ નેપ્ચ્યુન છે. તેને બર્લિનની વેધશાળાના ખગોળવિજ્ઞાની યોહાન ગાલ્લેએ ૧૮૪૬માં શોધી કાઢયો હતો. — પૃ. ૨૦

[17] **અજ્ઞેયવાદ** (ગ્રીક શબ્દ *Agnostos* — અજ્ઞેય ઉપરથી) — આ આદર્શવાદી મત એવો દાવો કરીને ભૌતિક વિશ્વના અસ્તિત્વનો ઇનકાર કરે છે કે આપણાં સંવેદનોથી પર બીજા કશાના અસ્તિત્વ વિશે આપણે જાણી શકીએ નહિ. — પૃ. ૨૧

[18] **સર્વેશ્વરવાદ** — પ્રકૃતિ અને ઈશ્વરને એકરૂપ ગણતો ધાર્મિક-દાર્શનિક મત. — પૃ. ૨૧

[19] અહીંયાં અઢારમી સદીનો ઉલ્લેખ છે. — પૃ. ૨૩

[20] **ફ્લોજિસ્ટિક સિદ્ધાંત** — સત્તરમી અને અઢારમી સદીઓ દરમિયાન રસાયણવિજ્ઞાનમાં પ્રચલિત એવો સિદ્ધાંત કે દહન અમુક પિંડોમાં ફ્લોજિસ્ટન નામે ખાસ દ્રવ્યની હાજરીને કારણે થાય છે. — પૃ. ૨૩

[21] એ કાંટના સિદ્ધાંત મુજબ સૂર્ય અને ગ્રહોની ઉત્પત્તિ તાપદીપ્ત પરિભ્રામી નિહારિકીય રાશિઓમાંથી થયો હતો. — પૃ. ૨૪

[22] **તટસ્થેશ્વરવાદીઓ** — એવા ધાર્મિક-દાર્શનિક સિદ્ધાંતના નિરૂપકો કે જેમાં ઈશ્વરને વિશ્વના અવૈયક્તિક પરંતુ ન્યાયશીલ મૂળ કારણ તરીકે માન્ય કરવામાં આવે છે અને પ્રકૃતિ તથા માનવીય જીવનમાં તેની દખલગીરીને નકારવામાં આવે છે. તટસ્થેશ્વરવાદીઓની દૃષ્ટિમાં, ઈશ્વરે રચેલા વિશ્વનું સંચાલન તેના આગવા નિયમોના આધારે થાય છે. — પૃ. ૨૮

[23] આ અવતરણ ફાયરબાખની «*Grundsätze der Philosphie. Notwendigkeit einer Veränderung*» («*The Basic Propositions of Philosophy. Necessity of Change*») નામે કૃતિમાંથી ટાંકવામાં આવ્યું છે. — પૃ. ૨૯

[24] અહીંયાં નિર્દેશ "સર્વોપરી હસ્તી"નો ધર્મ સ્થાપવાના રોબેસ્પિયેરના પ્રયત્ન તરફ છે. — પૃ. ૩૧

[25] આ અવતરણ ફાયરબાખની «*Wider den Dualismus von Leib und Seele, Fleish und Geist*» («*Vs. the Dualism of Body and Soul, Flesh and Spirit*») નામે કૃતિમાંથી ટાંકવામાં આવ્યું છે. — પૃ. ૩૩

[26] આ અવતરણ ફાયરબાખની «*Noth meistert alle Gesetze und hebt auf*» («*The Need Overcomes and Abolishes All Laws*») નામે કૃતિમાંથી ટાંકવામાં આવ્યું છે. — પૃ. ૩૩

[27] આ અવતરણ ફાયરબાખની «*Grundsätze der Philosophie. Notwendigkeit einer Veränderung*» નામે કૃતિમાંથી ટાંકવામાં આવ્યું છે. — પૃ. ૩૩

[28] C. N. Starcke, «*Ludwig Feuerbach*», Stuttgart, 1885, S. 280. — પૃ. ૩૩

[29] ફાયરબાખ ,«*Fragmente zur Charakteristik meines philosophischen Curriculum vitae*» («*Fragments Characterising My Philosophic Biography*».) — પૃ. ૩૪

[30] **"સાદોવાનો સ્કૂલમાસ્તર"**: સાદોવા ખાતે પ્રશિયનોના વિજય (૧૮૬૬ના ઑસ્ટ્રિયા-પ્રશિયા યુદ્ધમાં) પછી જર્મન મૂડીવાદી પત્રકારોની પ્રચલિત અભિવ્યક્તિ.

તેમાં એવું અર્થસૂચન હતું કે પ્રશિયાના વિજયમાં પ્રશિયાની સાર્વજનિક શિક્ષણની પદ્ધતિનું ચડિયાતું સ્વરૂપ કારણભૂત હતું. — પૃ. ૩૬

[31] રાદામાન્થૂસ (ગ્રીક પુરાણકથા) — શાણો અને ઇનસાફી ન્યાયાધીશ. — પૃ. ૩૬

[32] નેપોલિયનના સામ્રાજ્યના આખરી ખાતમા પછી એક તરફ ઇંગ્લૅંડ, ઑસ્ટ્રિયા, પ્રશિયા, તથા રશિયા અને બીજી તરફ ફ્રાંસ વચ્ચે ૧૮૧૫ના નવેંબરની ૨૦મી તારીખે કરવામાં આવેલી પૅરિસની શાંતિ સંધિ. — પૃ. ૪૮

[33] પુનઃસ્થાપના — ૧૭૯૨માં ફ્રેંચ મૂડીવાદી ક્રાંતિએ ઉથલાવી પાડેલા બૂર્બોં વંશની ફરી સ્થાપનાનો સમય, ફ્રાંસના ઇતિહાસનાં ૧૮૧૪થી ૧૮૩૦ સુધીનાં વર્ષોનો ગાળો. — પૃ. ૪૮

[34] નિકાયેઆની પરિષદ — રોમન સામ્રાજ્યના ખ્રિસ્તી બિશપોની પહેલી અખિલ ધર્મતંત્ર પરિષદ. એ પરિષદ સન ૩૨૫માં નિકાયેઆમાં (એશિયા માઇનોર) સમ્રાટ કોન્સ્ટંટીન પહેલાએ ભરી હતી. પરિષદે નિકાયેન ધર્મસાર (રૂઢિચુસ્ત ખ્રિસ્તી મતના મૂળભૂત સિદ્ધાંતો) અપનાવ્યો હતો. બધા ખ્રિસ્તીઓ માટે તેને સ્વીકારી લેવાનું ફરજિયાત હતું, તેના અસ્વિકારને દેશદ્રોહ ગણીને સજા કરવામાં આવતી. — પૃ. ૫૪

[35] આલ્બીગેન્સપંથીઓ — બારમી અને તેરમી સદીઓમાં દક્ષિણ ફ્રાંસ અને ઉત્તર ઇટાલીનાં નગરોમાં વેપારીઓ તથા કારીગરોની અંદર સક્રિય એક ધાર્મિક સંપ્રદાય. તેનું મુખ્ય મથક દક્ષણિ ફ્રાંસનું નગર આલ્બી હતું. આલ્બીગેન્સપંથીઓ વિપુલ કૅથોલિક કર્મકાંડ તથા ચર્ચની સોપાનિક વ્યવસ્થાનો વિરોધ કરતા હતા અને સામંતશાહીના વિરોધમાં ધાર્મિક રૂપનો અવાજ ઉઠાવતા હતા. દક્ષિણ ફ્રાંસમાં ચર્ચની જમીનના ધર્મ-નિરપેક્ષીકરણની જહેમતો કરતો ઉમરાવ વર્ગનો એક હિસ્સો તેમની સાથે ભળી ગયો હતો. ૧૨૦૯માં પોપ ઇનોસન્ટ ત્રીજાએ આલ્બીગેન્સપંથીઓની વિરુદ્ધ જેહાદનું આયોજન કર્યું હતું. તેમાંથી પરિણમેલા વીસ-વર્ષી યુદ્ધ અને પાશવી દમન દરમિયાન આલ્બીગેન્સપંથીઓના આંદોલનને દબાવી દેવામાં આવ્યું હતું. -- પૃ. ૫૪

[36] અહીંયાં નિર્દેશ ૧૬૮૮ માં ઇંગ્લૅંડમાં થયેલા રાજપલટા તરફ છે. તેના પરિણામે સ્ટુઅર્ટ રાજવંશના જેમ્સ બીજાને દેશનિકાલ કરવામાં આવ્યો હતો

અને ૧૬૮૯માં ઓરેંજ રાજવંશના વિલિયમ ત્રીજાને રાજગાદીએ બેસાડવામાં આવ્યો હતો. ૧૬૮૯માં જમીનદાર ઉમરાવ વર્ગ અને મોટા મૂડીદાર વર્ગ વચ્ચે સમાધાનના પરિણામે બંધારણીય રાજશાહીની સ્થાપના થઈ હતી.—પૃ. ૫૫

[37] ૧૬૮૫માં, હુગુએનોટ લોકોની (પ્રોટેસ્ટંટ કાલવીનપંથીઓની) રાજકીય અને ધાર્મિક કનડગતના, સત્તરમી સદીના ત્રીજા દાયકામાં શરૂ થયેલી કનડગતના, સંજોગોમાં લૂઈ ૧૪માએ, ૧૫૯૮માં અમલી બનેલા નાન્તેસ આદેશને રદબાતલ કરી નાખ્યો. એ આદેશમાં હુગુએનોટ લોકોને ધાર્મિક માન્યતા અને અમલની આઝાદી આપવામાં આવી હતી. આદેશને રદબાતલ કરવામાં આવ્યો ત્યાર પછી કેટલાય લાખ હુગુએનોટ લોકો ફ્રાંસ છોડીને જતા રહ્યા.—પૃ. ૫૬

[38] આ શબ્દો ૧૮૭૧ના જાન્યુઆરીમાં પ્રશિયાના વર્ચસ્વ હેઠળ ઉદય પામેલા જર્મન સામ્રાજ્ય (ઑસ્ટ્રિયા વગર) માટે વાપરવામાં આવ્યા છે.—પૃ. ૫૭

[39] '**ફ્યરબાખ સંબંધી થિસિસો**'—કાર્લ માર્ક્સે એ નિબંધ ૧૮૪૫ની વસંતમાં બ્રેસલ્સમાં લખ્યો હતો. નોંધબુકમાં લખવામાં આવેલી એ કૃતિના પ્રકાશનનો કશો ઇરાદો તેમને એ વખતે નહોતો. તેમાં તેમણે પોતાના ઐતિહાસિક ભૌતિકવાદના સિદ્ધાંતની તથા માનવ સમાજના વિશ્લેષણમાં ભૌતિકવાદના વિનિયોગની મુખ્ય રૂપરેખા ઘડી લીધી હતી. એંગેલ્સના શબ્દોમાં એ નિબંધ "પહેલો દસ્તાવેજ છે કે જેમાં નવા વિશ્વ દૃષ્ટિકોણના ભવ્ય બીજાંકુર એકત્રિત છે."—પૃ. ૫૯

## નામ નિર્દેશિકા

**કોપ્પ, હેરમાન** (Kopp, Hermann Franz Moritz) (૧૮૧૭-૧૮૯૨)— જર્મન રસાયણવિજ્ઞાની અને રસાયણવિજ્ઞાનનો ઈતિહાસકાર.— ૩૧

ગ

**ગાલ્લે, યોહાન ગોતફ્રીડ** (Galle, Johann Gottfried) (૧૮૧૨-૧૯૧૦)—જર્મન ખગોળવિજ્ઞાની. તેણે લેવેરિયરની ગણતરીઓના આધારે ૧૮૪૬માં નેપ્ચ્યુન ગ્રહની શોધ કરી હતી.—૨૦

**ગીઝો, ફ્રાંસુઆ** (Guizot, François) (૧૭૮૭-૧૮૭૪)—ફ્રેંચ મૂડીવાદી ઈતિહાસકાર અને રાજનીતિજ્ઞ, ૧૮૪૦થી ૧૮૪૮ સુધી નાણાકીય મૂડીના હિતમાં ફ્રેંચ વિદેશ અને ગૃહ નીતિનો સંચાલક.—૪૮

**ગેટે, યોહાન વોલ્ફગાંગ** (Goethe, Johann Wolfgang) (૧૭૪૯-૧૮૩૨)—જર્મન લેખક અને ચિંતક. તે પ્રકૃતિ વિજ્ઞાન સંબંધી કૃતિઓ બદલ પણ જાણીતો હતો.—૯, ૧૨, ૨૪

**ગ્રુન, કાર્લ** (Grün, Karl) (૧૮૧૭-૧૮૮૭)—જર્મન નિમ્ન-મૂડીવાદી પત્રકાર, પાંચમા દાયકાના મધ્યમાં "સાચા સમાજવાદનો" એક મુખ્ય પ્રતિનિધિ.—૧૭

ડ

**ડાર્વિન, ચાર્લ્ઝ** (Darwin, Charles Robert) (૧૮૦૯-૧૮૮૨)—મહાન અંગ્રેજ પ્રકૃતિવિજ્ઞાની, જીવ વિકાસના સિદ્ધાંતનો સંસ્થાપક.—૨૫, ૪૩

**ડિત્સગેન, જોઝેફ** (Dietzgen, Jozef) (૧૮૨૮-૧૮૮૮)—જર્મન ચામડા કામદાર, સામાજિક-લોકશાહીવાદી અને પોતાની મેળે જ દ્વંદ્વાત્મક ભૌતિકવાદ સુધી પહોંચી જનારો ફિલસૂફ.—૪૧

થ

**થિયેર, એદોલ્ફ** (Thiers, Adolphe) (૧૭૯૭-૧૮૭૭)—ફ્રાંસનો મૂડીવાદી ઈતિહાસકાર અને રાજકારણી, પૅરિસ કોમ્યુનનો ખૂનખાર ખાતમો કરી નાખનારો.—૪૮

**થિયેરી, જાક** (Thierry, Jacques Nicolas Augustin) (૧૭૯૫-૧૮૫૬)—પુન:સ્થાપના કાળનો ફ્રેંચ ઈતિહાસકાર, તેની કૃતિઓમાં તે સામંતી અને મૂડીવાદી સમાજના ઈતિહાસમાં ભૌતિક કારણો તથા વર્ગસંઘર્ષની ભૂમિકાની સમજણની નિકટતામાં પહોંચી ગયો હતો.—૪૮

દ

**દિદરો, દેની** (Diderot, Denis) (૧૭૧૩-૧૭૮૪)—ફ્રેંચ ભૌતિકવાદી ફિલસૂફ, લેખક.—૨૮

**દેકાર્ત, રેને** (Descartes, René) (૧૫૯૬-૧૬૫૦)—ફ્રેંચ ફિલસૂફ, ગણિતશાસ્ત્રી અને પ્રકૃતિવિજ્ઞાની.—૨૧, ૨૩

ન

**નેપોલિયન પહેલો (બોનાપાર્ત)** (Napoleon I, Bonaparte) (૧૭૬૯-૧૮૨૧)—ફ્રાંસનો સમ્રાટ (૧૮૦૪-૧૮૧૪ અને ૧૮૧૫).—૩૦

પ

**પ્રુધોં, પિયેર જોઝેફ** (Proudhon, Pierre Joseph) (૧૮૦૯-૧૮૬૫)—ફ્રેંચ પત્રકાર, અર્થશાસ્ત્રી, અને સમાજશાસ્ત્રી, નિમ્ન-મૂડીવાદી વર્ગની વિચારધારાનો નિરૂપક અને અરાજકતાવાદનો પ્રસારક.—૩૮

ફ

**ફાયરબાખ, લુડવિગ** (Feuerbach, Ludwig) (૧૮૦૪-૧૮૭૨)—જર્મન ભૌતિકવાદી તત્ત્વજ્ઞાની, નાસ્તિક.—૫, ૧૬, ૧૭, ૨૧-૨૩, ૨૫, ૨૬, ૨૯, ૩૦, ૩૨, ૩૪, ૩૭, ૩૮, ૬૦, ૬૧

**ફોગ્ટ, કાર્લ** (Vogt, Karl) (૧૮૧૭-૧૮૯૫)—જર્મન પ્રકૃતિવાદી અર્થશાસ્ત્રી, અણઘડ ભૌતિકવાદી, નિમ્ન-મૂડીવાદી લોકશાહીવાદી.—૨૩

**ફ્રેડરિક-વિલ્હેલ્મ ચોથો** (Frederick-William IV) (૧૭૯૫-૧૮૬૧)—પ્રશિયાનો રાજા (૧૮૪૦-૧૮૬૧).—૧૪

**ફ્રેડરિક-વિલ્હેલ્મ ત્રીજો** (Frederick-William III) (૧૭૭૦-૧૮૪૦)—પ્રશિયાનો રાજા (૧૭૯૭-૧૮૪૦).—૮, ૧૨

બ



મ

૧૮૮૪)—પુનઃસ્થાપના કાળનો ફ્રેંચ ઇતિહાસકાર. તેની કૃતિઓમાં તે મૂડીવાદી સમાજની રચનાના ઇતિહાસમાં વર્ગસંઘર્ષની ભૂમિકાની સમજણની નિકટતામાં પહોંચી ગયો હતો.—૪૮

**મોલેશોત, જેકોબ** (Moleschott, Jacob) (૧૮૨૨-૧૮૯૩)—શરીરક્રિયા વિજ્ઞાની અને ફિલસૂફ, વિકૃત ભૌતિકવાદનો એક મુખ્ય પ્રવક્તા. તે જર્મની, સ્વિટ્ઝરલૅંડ, અને ઇટાલીની કોલેજોમાં ભણાવતો હતો.—૨૨, ૨૩

ર

**રુસ્સો, જાં જાક** (Rousseau, Jean-Jacques) (૧૭૧૨-૧૭૭૮)—ફ્રેંચ જ્ઞાનપ્રસારક અને લોકશાહીવાદી, આદર્શવાદી ફિલસૂફ.—૨૮

**રેનાન, એર્નેસ્ટ** (Renan, Ernest) (૧૮૨૩-૧૮૯૨)—ફ્રેંચ ભાષાવિજ્ઞાની અને ખ્રિસ્તી ધર્મનો ઇતિહાસકાર, આદર્શવાદી તત્ત્વજ્ઞાની.—૩૮

**રોબેસ્પિયેર, મક્સિમિલિઆન** (Robespierre, Maximilien) (૧૭૫૮-૧૭૯૪)—અઢારમી સદીના અંતની મહાન ફ્રેંચ મૂડીવાદી ક્રાંતિનો નેતા, ૧૭૯૩-૯૪ દરમિયાન ક્રાંતિકારી સરકારનો ખરો સંચાલક. તેણે ખ્રિસ્તી ધર્મના સ્થાને "સર્વોપરી હસ્તી"નો ધર્મ સ્થાપવાનો નિષ્ફળ પ્રયત્ન કર્યો હતો.—૩૧

લ

**લામાર્ક, જાં બાતીસ્ત પિયેર આન્તુઆન** (Lamarck, Jean Baptiste Pierre Antoine) (૧૭૪૪-૧૮૨૯)—ફ્રેંચ પ્રકૃતિવિદ, જીવવિજ્ઞાનમાં ઉત્ક્રાંતિના પ્રથમ સર્વાંગી સિદ્ધાંતનો પ્રણેતા, ડાર્વિનનો પુરોગામી.—૨૪

**લૂઈ ચૌદમો** (Louis XIV) (૧૬૩૮-૧૭૧૫)—ફ્રાંસનો રાજા (૧૬૪૩-૧૭૧૫).—૫૬

**લુથર, માર્તીન** (Luther, Martin) (૧૪૮૩-૧૫૪૬)—ધર્મ-સુધારણાનો સુખ્યાત આગેવાન, જર્મનીમાં પ્રોટેસ્ટંટ ધર્મનો (લુથર સંપ્રદાયનો) પ્રવર્તક. તેણે ૧૫૨૫ના કિસાન યુદ્ધમાં ઠાકોરોની તરફદારી કરીને વિદ્રોહી કિસાનો તથા શહેરી ગરીબોનો વિરોધ કર્યો હતો.—૫૫

## વાચકોને

અમારા આ પ્રકાશનના વસ્તુ, ભાષા, રંગરૂપ તથા છપાઈ જેવા પ્રત્યેક અંગ વિશે આપના અભિપ્રાયો મેળવતાં અમને અત્યંત આનંદ થશે. નવાં પ્રકાશનો વિશે આપનાં સલાહસૂચનોનું અમારા કાર્યાલયમાં સાભાર સ્વાગત થશે.

પ્રગતિ પ્રકાશન
૧૭, ઝુબોવ્સ્કી બૂલવાર
મોસ્કો (સોવિયેત સંઘ)